

# આનંદધારા

## ભાગ ૩

—: પ્રયોજક :—


રમણલાલ નાનાલાલ શાહ

તંત્રી: બાલજીવન



કસનદાસ નારણદાસ એન્ડ સન્સ

બુકસેલર્સ, નાણાવટ—સુરત

બાલજીવન પુસ્તકમાળા-પુસ્તક ૮

# આનંદધારા

## ભાગ ૩

બાલવાર્તાઓનો સચિત્ર સંગ્રહ

-: પ્રયોજક :-

રમણલાલ નાનાલાલ શાહ

તંત્રી-બાલજીવન

[ આવૃત્તિ ૨ જી ]

પ્રકાશકઃ કસનદાસ નારણદાસ

બૂકસેલર-નાણાવટ-સુરત

સં. ૧૯૮૪ ]    આઠ આના    [ સન ૧૯૨૮

# આનંદધારા ભાગ ૩ માટે જાહેર પ્રજામત

"બાલજીવન બાળકોના ખરતું, તેમને ગમતું, નિયમિત અને શિષ્ટ માસિક છે. તેમાં આવેલી વાતોમાંથી ચુંટી કાઢીને છત્રીસ વાતો આ આનંદધારામાં ભાઇ રમણલાલે રજુ કરી છે. × × તમામ વાતો સરળ અને રસ નીતરતી જણાશે." —"**સાહિત્ય**"

* * * * *

"બાળસાહિત્યની સારી સેવા "બાલજીવન" કાર્યાલય કરી રહ્યું છે. બાળકોનું હિત હૈડે રાખનાર માબાપોએ આવાં પુસ્તકો પોતાનાં બાળકોના હાથમાં જરૂર મૂકવાં જોઇએ. "**પાટીદાર**"

"× × બાળકોના હાથમાં વધારાના વાચનલેખે એ ચોપડી બેધડક આપી શકાય. બાળકો એ ચોપડી હોંશેહોંશે વાંચી એકી વેળા પુરી જ કરી નાખે એવી છે. ભાષા સાદી અને સહેલી, અને દરેક કોમનાં બાળકો વાંચી સમજી શકે તેવી છે." × × "**પારસીસંસાર**"

× × "બાલજીવન કાર્યાલય દિન પ્રતિ દિન બાલસાહિત્યમાં રસમય ફાળો આપી બાળકો માટે જ્ઞાન સાથે ગંમત મળે એવાં પુસ્તકો તેમની સમક્ષ રજુ કરે છે એ સ્તુત્ય છે. પ્રસ્તુત કાર્યાલય તરફથી આનંદધારાના પહેલા ૨ ભાગ × × અગાઉ બહાર પડયા હતા, જે રસથી વંચાયા હતા. આનંદધારાનો ત્રીજો ભાગ પણ બાળકો જ્ઞાન સાથે બોધ લે એવી રસમય નાની નાની વાતોથી ભરેલો હોઇ ચિત્રો પણ છુટે હાથે અપાયાં હોવાને લીધે વાચકવર્ગમાં માનીતો થઈ પડશે. × × "**નવગુજરાત**"

# પ્રસ્તાવના બીજી આવૃત્તિની

આનંદધારા ભાગ ૩ની પહેલી આવૃત્તિ સં. ૧૯૮૨માં છપાવેલી તે એક વર્ષમાં ખલાસ થઇ ગયેલી હતી. તેની માગણી ચાલુ હતી, પરંતુ અમારી પાસે તેને ફરીથી પ્રકટ કરવા જોઇતાં સાધનો, ને સગવડના અભાવને લીધે તે હજુ સુધી પ્રકટ થઇ શકી નહોતી. તેની બીજી આવૃત્તિ પ્રકટ કરવા શ્રી. કસનદાસ નારણદાસ બૂકસેલરે માગણી કરી હતી તે ઉપરથી બીજી આવૃત્તિ તેમને છપાવવા પુરતા હક્ક આપ્યા ને એ રીતે આ ચોપડી આજે ફરીથી પ્રકટ થાય છે. આશા છે કે જાહેર પ્રજા અને વર્તમાનપત્રો તરફથી જે મીઠાશભર્યો ને ઉમંગભર્યો આવકાર પહેલી આવૃત્તિને મળ્યો હતો તે જ આ આવૃત્તિને પણ મળશે. અને ગુજરાતની બાલપ્રજા જેમને માટે આ પ્રયત્ન કરવામાં આવ્યો છે, તે તેને અગાઉની માફક ઉમંગથી વધાવશે.

આનંદધારાના આ ભાગને પણ અંગ્રેજી સરકારી કેળવણી ખાતાએ તથા વડોદરા રાજ્યના શાળાખાતાએ ઇનામ તથા પુસ્તકાલયોને માટે મંજુર કર્યો છે. તે માટે અમે તે ખાતાંઓના આભારી થયા છીએ.

આ ચોપડીમાં "બાલજીવન" માસિકમાં આવી ગયેલી અને બાળકોમાં પ્રિય થઈ પડેલી સારી સારી વાતો ચુંટીને એકઠી કરી છે. જ્યારે એ વાતો પહેલવહેલી પ્રકટ થઇ ત્યારે તે બાળકોને ખૂબ ગમી ગઇ હતી. તેની પહેલી આવૃત્તિની વેળાએ પણ બાળકોએ તેને ઉત્સાહથી વધાવી હતી. આ ચોપડીમાંની "**ચિતોડનો ચંદ્રસીંહ**" વાળી વાર્તાને મળતું એક ચિત્રપટ પણ જાણીતા ચિત્રપટ નિષ્ણાત શ્રી. નાગેન્દ્ર મજમુંદારે તૈયાર કર્યું હતું, જે ચિત્રપટ જોનાર પ્રજાના સારા આદરને પ્રાપ્ત થયું હતુ.

આ વાર્તાઓ કોઇ એક જ લેખકની કૃતિ નથી. જુદા જુદા લેખક મિત્રોએ તે "બાલજીવન" માટે લખી હતી. ચોપડીની સફળતાનો જશ જો કોઇને પણ હોય તો એ અમારા નિઃસ્વાર્થી લેખક મિત્રોને છે. બિચારો પ્રયોજક તો કેવળ પોતાનું નામ અડાવી બેઠેલ છે એ જ. તે તો માત્ર નિમિત્તરૂપ છે. વળી જે સાધનો ઉપરથી એ ચોપડીમાંની કેટલીક વાતો તૈયાર થયેલી છે તેના મૂળ લેખકો અને પ્રકાશકોનો પણ જેટલો આભાર માનું એટલો ઓછો જ ગણાય.

અધિક શ્રાવણ સુકલ ૧૧ }
સંવતઃ ૧૯૮૪ }

રમણલાલ નાનાલાલ શાહ

# બાલજીવન પુસ્તકમાળાનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| (૧) | વસંત ... ... ... | (શીલક નથી.) |
| (૨) | સ્વામિભકત સુરપાળ (બાલનાટક) | ( „ ) |
| (૩) | બાલા ગીત મંજરી ... ... | ( „ ) |
| (૪) | અમારી વાર્તાઓ ... ... | ( „ ) |
| (૫) | આનંદધારા ભાગ ૧ ... ... | ૦—૬—૦ |
| (૬) | અમારી બીજી વાર્તાઓ ... | ૦—૮—૦ |
| (૭) | આનંદધારા ભાગ ૨ ... ... | ૦—૭—૦ |
| (૮) | આનંદધારા ભાગ ૩ ... ... | ૦—૮—૦ |
| (૯) | સરોવરની સુંદરી. ... ... | ૦—૨—૦ |
| (૧૦) | આનંદધારા ભાગ ૪ ... ... | ૦—૯—૦ |
| (૧૧) | અમારી ત્રીજી વાર્તાઓ ... | ૦·૧૨·૦ |
| (૧૨) | આનંદકુંજ ભાગ ૧ ... ... | ૦—૮—૦ |
| (૧૩) | સારી સારી વાતો ... ... | ૦—૮—૦ |

---

* નંબર ૫, ૭, ૮ ને ૧૦ની નવી આવૃત્તિ બહાર પડી છે. નં. ૪, ૬, ૭, ૮, ૯, ૧૦ની ચોપડીઓ વડોદરા અને બ્રીટીશ રાજ્યનાં કેળવણી-ખાતાંઓએ ઈનામ અને શાળાપુસ્તકાલયો માટે મંજુર કરેલી છે. બીજી થતી જાય છે.

મુદ્રકઃ—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ

મુદ્રણસ્થાનઃ—"શંકર" પ્રીન્ટીંગ પ્રેસ, ચૌટાના પૂલ ઉપર ટાંકી પાસે—સુરત.

# અનુક્રમણિકા

# આનંદધારા ભાગ ૩

## મિયાનું સ્વપ્ન

એક મિયા એક વખત રાતના ઉંઘતો હતો. ઉંઘમાં તેને સ્વપ્ન આવ્યું કે તેણે સેતાનને જોયો. સેતાનને પકડી તેણે બેત્રણ તમાચા લગાવી દીધા અને તેની દાઢી પકડી મિયા બોલ્યો,—"નાપાક સેતાન!. તું જ આદમ જાતનો દુશ્મન છે. તારી દાઢી સાવરણી જેવડી લાંબી છે ને તેથી જ લોકો તને ડહાપણનો ભંડાર સમજી તારાથી ઠગાય છે."

આમ બોલી મિયાએ બીજો એક તમાચો સેતાનને લગાવી દીધો. એટલામાં તેનું સ્વપ્ન પુરૂં થયું અને મિયા ઝબકીને જાગ્યો. મિયાએ શું જોયું? મિયાએ ઉંઘમાં એક હાથે પોતાની જ દાઢી પકડી હતી અને બીજે હાથે પોતાના જ ગાલમાં તેણે તડાતડ તમાચા લગાવ્યા હતા!

# નિમકહરામ મિત્ર

એક ગરિબ માણસ ઓચિંતું ધન મળવાથી એક વેળા ખુબ પૈસાદાર બની ગયો. તેનો એક ગરિબ મિત્ર તેને માલદાર બનેલો જાણી મળવા તથા અભિનંદન આપવા ગયો.

ત્યાં જતાં જ પેલા માલદાર મિત્રે તડુકીને પૂછ્યું,—" તું કોણ છે ? અહીં કેમ આવ્યો છે ? હું તો તને ઓળખતો નથી !"

પેલો ગરિબ મિત્ર સમજી ગયો કે નાણાં મળતાં જ તે મિત્રનું મગજ ફરી ગયું હતું, ને તેથી હવે તેના જેવા ગરિબને મિત્ર તરીકે ન કબુલવો પડે માટે તે આમ કરતો હતો. તેનો મિજાજ ગયો. તે બોલ્યો,—"ભાઈ ! મને નથી ઓળખતો ? હું તારો જૂનો દોસ્ત છું. તને ઓચિંતો **અંધાપો** આવ્યો છે એવી મને ખબર મળી, એટલે હું તો તારી ખબર જોવા આવ્યો હતો !"

# આરબનું ઊંટ

એક આરબનું ઊંટ એક વખત ખોવાઈ ગયું. બહુ મહેનત કરવા છતાં જ્યારે ઊંટ જડયું નહિ ત્યારે તેણે સોગંદ લીધા,—"હે અલ્લા ! જો મારૂં ઊંટ મને પાછું મળશે તો હું તેને માત્ર એક દીરમે* વેચીશ."

ભોગજોગે થોડાક દિવસમાં તેનું ઊંટ તેને મળી આવ્યું. પોતે લીધેલા કઢંગા સોગંદ માટે હવે તેને પસ્તાવો થવા લાગ્યો. પણ અલ્લામિયાના નામે લીધેલા સોગંદ તે કાંઈ આરબથી તોડાય ? આથી તેણે એક બિલાડીને પકડીને તેને ઊંટના ગળે બાંધી. પછી બજારમાં જઇ તે પોકારવા લાગ્યો:—"આ ઊંટ માત્ર એક દીરમે વેચવું છે. આ બિલાડીના સો દીરમ પડશે. જેને ઉંટ જોઇતું હોય તેણે બિલાડી પણ લેવી જ પડશે. લો રે ભાઈ! એક દીરમે ઊંટ! એક દીરમે ઊંટ!"

રસ્તામાંથી એક આદમી પસાર થતો હતો. તે બોલ્યો,—"ઊંટ તો એક દીરમે બહુ જ સસ્તું છે, પણ તેના ગળે ઘુઘરો બાંધ્યો છે તે બહુ મોંઘો પડી જાય એમ છે !"

અલ્લામિયાને પણ છેતરે એવા આ દુનિયામાં પડયા છે કે નહિ ?

---

* દીરમ=નાની કિમ્મતનો એક ચાંદીનો શીક્કો.

# ભાટની ચતુરાઈ

ચતુર બારોટ એક વખત બગીચામાં જઇ એક બાંકડા ઉપર બેઠો હતો. તેની નજીકમાં જ એક મોટો પૈસાદાર શેઠ બેઠો હતો. પોતાની નજીક આવો એક ગરિબ બારોટ બેસે તે પેલા તીસ્માર ખાં શેઠીઆથી સહન ન થયું. તે આંખો કાઢવા લાગ્યો તથા દાંતીયાં કચકચાવવા લાગ્યો. પણ ચતુર બારોટ એમ નમતું આપે એમાંનું ઘરાક નહોતો. તે તો જરાકે સળવળ્યા વગર બેસી રહ્યો. શેઠના મિજાજની કીટલી ફાટી. તે તડુકીને બોલ્યા,–"કાં બારોટ ? તમારા ને ગધેડા વચ્ચે કેટલો ફરક છે ?"

બારોટને જવાબ આપવામાં પૂછવું પડે એમ નહોતું. પોતાના હાથવતી પોતાની તથા શેઠની વચ્ચેનું અંતર માપી તે બોલ્યો,– "શેઠ ! મારી ને ગધેડાની વચ્ચે એક વેંતથી વધુ ફરક નથી !"

આજુબાજુના લોકો હાહા કરી હસવા લાગ્યા.

શેઠ સમજ્યો કે બારોટ માથાનો મળ્યો. તેણે ખસીયાણા પડી ત્યાંથી ઉઠીને ચાલતી પકડી.

# હબસી ફોજદાર

અરબસ્તાન દેશમાં એક વખત એક શહેરમાં એક કોટવાળ રહેતો હતો. તે જાતનો હબસી હતો. હબસી લોકો રંગે સીસમથી પણ વધુ કાળા હોય છે. એ કોટવાળ પાસે એક વખતે એક દરવેશ (ફકીર) ને કોઇક અપરાધસર ખડો કરવામાં આવ્યો. ફકીરને તે બીજી શી સજા થાય ? આથી કોટવાળે હુકમ કર્યો કે એના આખા મ્હોંએ કોલસાનો ભૂકો ચોપડી તેને ગધેડે બેસાડી ગામ વચ્ચે ફેરવો.

દરવેશ આ સાંભળી કોટવાળને કહેવા લાગ્યો, "જનાબ, મારૂં આખું મ્હોં કાળું ન કરશો. અર્ધું મ્હોં કાળું કરજો. જો આખું મ્હોં કાળું કરશો તો ગામના લોકો મને કોટવાળ ધારશે !"

કોટવાળ રંગે કુભારના કલેડા જેવો કાળો હતો. તે ફકીરના બોલવાનો મર્મ સમજ્યો ને ખુશી થઈ તેને માફી આપીને છોડી મૂકયો.

# મિયાભાઈનો બકરો

એક વેળા મસીદના ઓટલાનજીક એક મુલ્લાંજી (ધર્મગુરૂ) વાએઝ (કથા) કરતા હતા. તે વેળા તેમની કથા સાંભળવા આવેલા એક મિયાભાઈની આંખમાં આંસુ આવી ગયાં. મુલ્લાંએ માન્યું કે મારી વાએઝ સાંભળી મિયાને ખુબ અસર થઈ ગઈ છે.

પણ મિયાના બીજા દોસ્તો મિયાને બરાબર ઓળખતા હતા. વાએઝ પુરી થયા પછી તેમણે તે મિયાને રડવાનું કારણ પૂછ્યું.

મિયાભાઈએ કહ્યું, “હું કાંઇ કથા સાંભળીને રડતો ન હતો. મારી પાસે અગાઉ એક બહુ સરસ બકરો હતો અને તેની દાઢી મુલ્લાંજીની દાઢીને મળતી આવતી હતી. જ્યારે જ્યારે મુલ્લાંજી તેમની દાઢી હલાવતા હતા ત્યારે ત્યારે મને મારો બકરો સાંભરી આવતો હતો ને તેથી હું રડતો હતો !”

# ઘરડાંને માન આપો

ખૂબ જુના જમાનાની આ વાત છે.

એક વખત ભગવાન બુદ્ધ સાવત્થી નગરીના પ્રવાસે નીકળ્યા હતા. મુકામનો બંદોબસ્ત કરવા આગળથી ત્યાં પોતાની શિષ્ય મંડળીને મોકલી હતી.

શિષ્યોએ અંદર અંદર પોતાની સગવડ બરાબર સાચવી. પણ ભગવાન બુદ્ધની તહેનાતમાં રહેનાર ઘરડા શિષ્યની કોઈએ પણ દરકાર રાખી નહિ. આથી બન્યું એમ કે જ્યારે ભગવાન બુદ્ધની સ્વારી ત્યાં આવી પહોંચી ત્યારે બીજા શિષ્યો સારી સગવડ ભોગવી શકયા. બુદ્ધને પણ સારી સગવડ મળી. પણ બિચારા તેમની તહેનાતમાં રહેનાર ઘરડા ડોસાનો ભાવ કોણ પુછે? આથી તેને તો આખી રાત મુકામની બહાર એક ઝાડતળે ગાળવી પડી.

સવારે ભગવાન બુદ્ધને આ વાતની ખબર પડી. પોતાની શિષ્ય મંડળીને તેમણે એકઠી કરી અને તેમને એક વાર્તા કહી સંભળાવી, તે રીતે તેમને અમૂલ્ય બોધ આપ્યો.

ભગવાન બુદ્ધ કહે,–"અસલના વખતમાં હિમાલયના પહાડની તળેટીએ એક મોટું વડનું ઝાડ હતું. તેનીતળે એક પક્ષી, એક વાંદરો ને એક હાથી, એમ ત્રણ પ્રાણી રહેતાં હતાં. પણ તેઓ અસભ્ય અને રીતભાત વગરનાં હતાં. એક બીજાંપ્રત્યે માનની લાગણી કે સદ્ભાવ જેવું તો તેમને હતું જ નહિં. રોજના ઝઘડાથી તેઓ

કંટાળ્યા. તેમણે ઠરાવ કર્યો કે આપણામાં જે સાથી મોટું હોય તેને આપણે બધાએ માન આપવું ને તેના કહ્યામાં રહેવું.

"હાથીએ તે ઉપરથી કહ્યું,—'જ્યારે હું છેક નાનું હાથીનું બચ્ચું હતું ત્યારે આ વિશાળ વડલાનું ઝાડ એક નાના છોડવાથી મોટું નહોતું. આ ઉપરથી એ સાબિત થાય છે કે હું ઉમ્મરમાં મોટો છું ને મારા કહ્યામાં બધાએ રહેવું જોઈએ.'

"હવે વાંદરાનો વારો આવ્યો. તે કહે,—'હાથીએ તો વડલાને જ્યારે મોટો છોડવો હતો ત્યારનો જોયો છે, પણ જ્યારે હું બાળક હતો ત્યારે એ વડલાના બીમાંથી માત્ર નાનકડો ફણગો જ બહાર નીકળેલો હતો. માટે સ્પષ્ટ વાત તો એ છે કે હાથી કરતાં વધારે મોટો હું છું.'

"હવે પેલા પક્ષીનો વારો આવ્યો. તે કહે,—'જ્યારે તમારા બેમાંથી એક્કેનો જન્મ પણ ન હતો ત્યારે આ વડલાની નજીક એક મોટું વડનું ઝાડ હતું. એ ઝાડ ઉપર હું બેસતો ને વડના ટેટા ખાતો. એ વડના ટેટા ખાતાં ખાતાં અંદરથી જે બીચો જમીન ઉપર પડ્યો તેમાંથી આ વડનું ઝાડ ઉગ્યું છે. આ ઉપરથી તમે જ વિચાર કરો કે મારાથી વધારે તમે ઉમ્મરમાં હોઈ કેમ શકો?'

"હવે બાકી શું રહ્યું? વાત દીવા જેવી ચોકખી થઈ ગઈ. પક્ષીને પોતાનો ઉપરી ઠરાવી હાથી ને વાંદરો તેની આજ્ઞામાં રહેવા લાગ્યાં. એમ અરસપરસ સંપીને રહેવાથી ત્રણે સુખી થયાં."

ઉપરની વાત કહી ભગવાન બુદ્ધે શિષ્ય મંડળને વડીલોને માન આપવાનું શીખવ્યું.

---

# ચીતોડનો ચંદ્રસિંહ

મેવાડની ગાદીપર રાણો લક્ષ્મણસિંહ રાજ કરતો હતો તે વખતની આ વાત છે.

અલ્લાઉદ્દીને ચિતોડપર પોતાની *પાપી ઈચ્છા પાર પાડવાને માટે ઘણા હુમલાઓ કર્યા હતા; પણ મેવાડી રજપુતો તેને વશ થયા નહિ. તેમણે પ્રાણ ખોયા અને, "મારો દેશ !" "મારો ધર્મ !" "મારો રાજા !" એમ પોકારતા રણમાં મરણ પામ્યા. પરંતુ આ હુમલાથી મેવાડ બધું ખેદાન મેદાન થઈ ગયું હતું. લક્ષ્મણસિંહે તેને પાછું સુધારી વધારી દેવોના ભવ્ય નગર જેવું બનાવી દીધું. એ લક્ષ્મણસિંહને ચંદ્રસિંહ નામનો એક પુત્ર હતો.

લક્ષ્મણસિંહ એક દિવસ રાજદરબાર ભરી બેઠો હતો ત્યાં મારવાડ દેશના રાજા રણમલ્લનો પુરોહિત એક સોનાના વરખથી મઢેલું નાળિએર લઈને આવી ઉભો.

વડોદરાની ઉત્તરે–અમદાવાદ ગયા પછી ગુજરાત પ્રાંતની છેક ટોચે આવેલા આબુ પર્વત પર જવાય છે. એ આબુનો પહાડ ઉતરી પેલી મેર જઈએ એટલે મેવાડ પ્રાંત આવે છે અને મેવાડની

---

* પાપી ઇચ્છા તે ચિતોડની પદ્મિનીને પોતાની કરવાની

ઉત્તરે મારવાડ પ્રાંત આવે છે. મેવાડમાં બાપ્પા રાવળના વંશજો રાજ કરે છે. મારવાડમાં દેશદ્રોહી જયચંદના વંશજો ગાદી પર છે.

રાજપુતોમાં એવો ચાલ છે કે છોકરા છોકરીનો વિવાહ કર્યા પહેલાં છોકરીના માતાપિતા એક નાળિએર છોકરાના વડિલોપર મોકલે છે.' છોકરાના વડિલો એ નાળિએર લે એટલે તે છોકરા છોકરીના વિવાહ થયા ગણાય. નાળિએર લઈ જવાનું કામ કુળગોર કરે છે. મારવાડના રાજા રણમલ્લના કુળગોરે લક્ષ્મણસિંહની સભામાં આવી પેલું નાળિએર રાણાની આગળ મૂકયું, અને કહ્યું: "ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ સૂર્યવંશી મહારાણા! મારવાડના રાજા રણમલ્લે તેની પુત્રીના વિવાહ માટેનું આ નાળિએર આપના ચરણોમાં મોકલ્યું છે."

મારવાડના રાજગોરના આવાં વચનો સાંભળી લક્ષ્મણસિંહ બોલ્યા: "ભાઈ! આ પુત્રીના વિવાહનું નાળિએર રાણાએ મારા પુત્ર ચંદ્રસિંહને માટે જ મોકલ્યું હશે. માટે તે મને આપવામાં તમારી કાંઈક ભુલ થાય છે."

મહારાજાનાં વચન સાંભળી પુરોહિતને પોતાની ભૂલ માલમ પડી આવી. મારવાડના રાજા રણમલ્લે પોતાની પુત્રીનું નાળિએર લક્ષ્મણસિંહના પુત્રને જ માટે મોકલ્યું હતું.

"ક્ષમા કરો મહારાજ! મારી ભૂલ થઇ છે. આપના પુત્રને માટે જ મહારાજાએ આ નાળિએર મોકલ્યું છે." પુરોહિત બોલ્યા.

પુરોહિતજીનું બોલવું સાંભળી લક્ષ્મણસિંહને હસવું આવ્યું. તે બોલ્યા, "આજે હવે અમારા જેવા ડોસાને કોણ છોકરી આપવા તૈયાર થાય? અમારાં એવા નસીબ નથી કે એવી છોકરીનું નાળિએર અમારા જેવા બુઢ્ઢાને મળે!" એમ કહી તે ખડખડ હસી પડયા.

તે શબ્દ સાંભળી આખી સભા હસવા મંડી પડી. પણ તેટલામાં તો ચંદ્રસિંહ પોતે જ ત્યાં આવ્યો. તેના કાનપર મહારાજાના શબ્દો પડયા. તરતજ તેનું મુખ ગંભીર બની ગયું.

તેણે મનમાં જ નિશ્ચય કર્યો કે પિતાજીના મનમાં એ છોકરી સાથે લગ્ન કરવાનો વિચાર ઉત્પન્ન થયો હોવો જોઇએ. કદાચ ખરેખર તેમ ન હોય તો પણ હસવામાંએ તેમના મનમાં આવો વિચાર આવ્યો જ હશે. માટે હવે મારવાડના રાણા રણમલ્લની છોકરી મારી માતા છે. તેની સાથે લગ્ન કરવું એ મોટું પાપ ગણાય.

ચંદ્રસિંહે આવા વિચારથી તે કન્યા જોડે પરણવાની ના પાડી. લક્ષ્મણસિંહે તથા બીજાં મોટેરાંઓએ તેને ઘણો ય સમજાવ્યો પણ તે પોતાના વિચારમાંથી ડગ્યો નહિ.

આખરે ઘણો વિચાર કરી રાણા લક્ષ્મણસિંહ બોલ્યા, "જો ચંદ્રસિંહ ! મેં તને ઘણો ઘણો સમજાવ્યો પણ હજી તું માનતો નથી. રાણા રણમલ્લે પોતાની પુત્રીના વિવાહ માટે મોકલેલું નાળિએર જો પાછું ફરશે તો તેમનું અપમાન થયું ગણી તેઓ ક્રોધે ભરાશે. માટે આપણે ગમે તેમ કરી એ નાળિએર પાછું તો ન જ કાઢવું જોઇએ. જો તું નહિ જ માનશે તો પછી હું એ નાળિએર લઇશ, અને આ બધી વાત રણમલ્લને કહેવડાવીશ. તેઓ મારા જેવા વૃદ્ધને પોતાની પુત્રી આપશે જ નહિ. પણ જો તેમણે પોતાની પુત્રી મને જ આપી તો પછી તારે જ તારી હઠનું ફળ ભોગવવું પડશે. જો એ સ્ત્રીને છોકરો થશે તો આ મેવાડની ગાદીપરનો તારો હક જતો રહી તે પુત્ર ગાદી પર બેસશે. હું તેને જ ગાદી આપીશ !"

એમ કહી રાણાજી ઉઠીને ચંદ્રસિંહની પાસે ગયા. તેને પોતાની સોડમાં લીધો અને કહ્યું; "બાપુ ચંદ્રસિંહ! હજી પણ સમજી જા, અને લગ્નનું નાળીએર સ્વીકારી લે!"

ચંદ્રસિંહ બોલ્યોઃ "પિતાજી! તેની ફીકર નહિ. હું મેવાડી રાજપુત છું. આપ ખુશીથી કન્યા પરણો!"

આ બધી વાત દેશદ્રોહી જયચંદના વંશમાં પાકેલા રણમલ્લ રાઠોડને મળી. તેનો હરખ તો માયો જ નહિ! પોતાની છોકરીનો છોકરો મેવાડનો રાજા થવાનો એ વિચારે તે ગાંડો થયો. તેણે પોતાની છોકરી વૃદ્ધ લક્ષ્મણસિંહને ખુશીથી આપી. રાણા લક્ષ્મણ સિંહ રાઠોડની જુવાન કુંવરી જોડે પરણ્યા.

નવી રાણી ઘેર આવી. તે રાજાની માનીતી થઇ. તેને મુકુલ-સિંહ નામનો છોકરો થયો. રાઠોડ રાણી મેવાડમાં ફુલે પુજાવા લાગી.

થોડા દહાડા પછી રાણા લક્ષ્મણસિંહ સ્વર્ગે ગયા. ચંદ્રસિંહે પોતાને હાથે બાલ મહારાજા મુકુલ( સિંહ )જીને ગાદીએ બેસાડયો અને તેના નામથી પોતે કારભાર કરવા લાગ્યો. મેવાડનો વહીવટ તેણે એવો સારો કર્યો કે મેવાડ દેવરાજા ઇંદ્રના શહેર કરતાં પણ સારૂં બની ગયું. લોકો ખુશ થયા અને ચંદ્રસિંહનો જયજયકાર પોકારાવા લાગ્યો.

ઘણા દહાડા આમ ને આમ વહીવટ ચાલ્યો. પણ એક દહાડો મુકુલની માતા રાઠોડ રાણી—રાઠોડી—ના અંતઃકરણમાં લોભે જોર કર્યું. તેણે ચંદ્રસિંહને વગર કામના ઘણા કઠણ શબ્દો કહ્યા. ચંદ્રસિંહ છેવટે સાવકી માતાના ત્રાસથી કાયર થયો. રાઠોડી પોતાની સાથે આમ લડવા શા માટે લાગી તેનો તે વિચાર કરવા લાગ્યો.

ચિતોરનો ચંદ્રસીંહ



" બાપુ ચંદ્રસીંહ ! હજી પણ સમજી જા.. –પાન ૧૨

## ચિતોડનો ચંદ્રસિંહ



" ઓ ચંડાળ ! છોકરીના છોકરાનું રાજ પચાવી પાડતાં પણ ડર્યો નહિ કે ? "—પાન ૧૪

તપાસ કરતાં માલમ પડી આવ્યું કે રાઠોડીના બાપ રણમલ્લે જ રાઠોડીને ભરમાવી હતી કે; ચંદ્રસિંહ પોતે રાજા થવા પ્રયત્ન કરે છે. તેથી જ રાઠોડી ને ચંદ્રસિંહ વચ્ચે અણબનાવ ઉપજ્યો.

ચંદ્રસિંહ તરત જ મેવાડ છોડી માદુ રાજ્ય નામના મેવાડની પાસે આવેલા રાજ્યમાં જઈ ત્યાંના રાજાની નોકરીમાં રહ્યો.

ચંદ્રસિંહ જતાં જતાં રાઠોડીને મળવા આવ્યો હતો અને તેણે કહ્યું હતું, "મા! મને દેશવટો દેવામાં તમે જરૂર થાપ ખાવાનાં છો. યાદ રાખજો! તમે પસ્તાશો અને મને યાદ કરશો. પાછો મને જ બોલાવશો. ઘણું તપો રાજા મુકુલસિંહજીનું રાજ્ય આ મેવાડપર!"

ચંદ્રસિંહ ચાલ્યો ગયો. ચંદ્રસિંહ ગયો સાંભળી પોતાના દૌહિત્ર (પુત્રીનો પુત્ર)નું રાજ સંભાળવા રણમલ્લ અને તેનો મોટો દીકરો જોધાજી (યુદ્ધસિંહ) ચિતોડ આવ્યા.

રણમલ્લ મુકુલને પોતાના ખોળામાં લઇ સિંહાસનપર બેસતો. મુકુલ નાનો. તે રમવા જતો એટલે મેવાડનું છત્ર રણમલ્લપર ધરાતું!

ઘણો વખત એમ ને એમ પસાર થયો. રણમલ્લે રાજ્યમાંથી બધા મેવાડી નોકરોને રજા આપી અને ત્યાં મારવાડી રાઠોડ રજપુતોને આણીને ભર્યાં.

મુકુલસિંહ હજી નાના હતા એટલે રણમલ્લ જ રાજની બધી વ્યવસ્થા રાખતો. તેણે ચંદ્રસિંહના ભાઈ રઘુદેવનું ખુન કર્યું! અને તે મુકુલનું પણ લાગ મળતાં ખુન કરનાર છે એવી વાત રાઠોડીએ સાંભળી.

રણમલ્લની લુચ્ચાઈ વિષે મુકુલની એક વૃદ્ધ દાસીને પણ વહેમ પડયો.. તેણે પણ રાઠોડીને વાત કહી. રાઠોડી ગભરાઈ; ભયભીત બની. પણ તેને ચંદ્રસિંહનો છેલ્લો બોલ યાદ આવ્યો.

તેણે ચદ્રંસિંહને સંદેશો મોકલ્યોઃ—"ભાઈ! પાછા આવો ને તમારા ભાઇને અને મેવાડને બચાવો!"

રાઠોડીનાં બધાં ખરાબ વચનો ચંદ્રસિંહ ભૂલી ગયો. તેણે એકદમ એક રાતે ચિતોડપર ચઢાઇ કરી. રાણો રણમલ્લ પથારીમાં સુતો હતો, તેને સુતાં સુતાં જ બાંધી લીધો. તે જેવો જાગૃત થઇ નાસવા જાય છે તેવો જ ચંદ્રસિંહ સામો આવ્યો. તેણે તેના પેટમાં તલવાર ખોસી દેતાં કહ્યું, "ઓ ચંડાળ! છોકરીના છોકરાનું રાજ પચાવી પાડતાં પણ ડર્યો નહિ?"

રણમલ્લ મરણ પામ્યો. તેનો મોટો છોકરો જોધાજી (યુદ્ધસિંહ) નાસીને મારવાડ ગયો. મારવાડમાં મંડુર ગામે તેની રાજધાની હતી. ચંદ્રસિંહ ત્યાં પણ તેની પાછળ પડયો. જોધાજી ત્યાંથી પણ નાઠો અને જોધપુર નામનું નવું શહેર વસાવી ત્યાં તેણે પોતાની રાજધાની કરી. તે દિવસથી આજ સુધી જોધપુર મારવાડની રાજધાની કાયમ રહી છે. આજે પણ મારવાડમાં રણમલ્લના વંશજો અને મેવાડમાં મુકુલસિંહજીના વંશજોનાં જ રાજ્યો છે.

ચંદ્રસિંહે ફરી મેવાડમાં પોતે મુકુલના તરફથી રાજકાજ કરવા માંડયું અને મુકુલ મોટો થતાં તેને રાજવહીવટ સોંપ્યો.

ચંદ્રસિંહના વંશજો ચંદાવત કહેવાય છે. તેમણે મુસલમાનોના કાળજાં ફાડી સાત વાર મેવાડની આબારૂ રાખી. જુલમી રાજા ઔરંગઝેબને એ જ ચંદ્રસિંહના વંશજોએ મોટી હાર આપી; પોતાના બાપદાદાનું નામ અમર કર્યું હતું.

---

# ચાર મિત્રો

એક બકરો હતો. તેને ત્રણ મિત્રો હતા. કાચબો, ઉંદર અને કાગડો. એક દિવસે બકરા, કાચબા અને ઉંદરને કાગડાએ જમવા નોતર્યા.

વખતસર કાચબો અને ઉંદર જમવા આવ્યા. પણ બકરો આવ્યો નહિ. આથી બધાને ઘણી ફિકર થવા માંડી.

કાગડાએ આકાશમાં ઉડીને જોયું તો બકરાને એક શિકારીએ પોતાના ઘર પાસે દોરડાથી બાંધ્યો હતો. કાગડાએ નીચે આવીને મિત્રોને બધી વાત કહી. બધાએ બકરાને બચાવવાની યુક્તિ ખોળવા માંડી. આખરે એક યુક્તિ જડી આવી.

કાગડાએ ઉંદરને પોતાની પીઠ ઉપર બેસાડ્યો અને તે બંને આકાશ માર્ગે શિકારીના ઘર પાસે આવ્યા. કાચબો પણ ધીમે ધીમે જમીન રસ્તે ત્યાં આવી પહોંચ્યો. ઉંદરે દોરડું કરડી ખાધું એટલે બકરો છુટો થયો.

હવે તેઓ ઘરતરફ જવાની તૈયારી કરતા હતા એટલામાં શિકારી દોડી આવ્યો. શિકારીને જોઈ બકરો નાસી ગયો. ઉંદર દરમાં ભરાઇ ગયો ને કાગડો ઉડી ગયો. પણ કાચબો પકડાઈ ગયો! આમ એકને બચાવતાં બીજો પકડાઇ ગયો. શિકારીએ તેને પોતાની કોથળીમાં ઘાલી દીધો અને કોથળીના મોંએ દોરડી બાંધી દીધી.

હવે બકરા, ઉંદર, અને કાગડાએ કાચબાને બચાવવાનો રસ્તો ખોળવા માંડ્યો. તેમણે એક યુક્તિ કરી.

બકરો શિકારીથી થોડે દુર આવીને ઉભો રહ્યો. તેને પકડવાને શિકારીએ કાચબાવાળી કોથળી ત્યાં નાખી દીધી અને તે બકરા પાછળ દોડ્યો.

બકરો તેને બહુ દુર લઈ ગયો. ત્યાં સુધીમાં ઉંદરે કોથળી બાંધેલી દોરી કાપી નાખી. તેથી કાચબો છુટો થયો, અને ત્યાંથી બધા કાગડાને ત્યાં ગયાં.

બધા ઘેર પહોંચી ગયા હશે, એમ વિચારી બકરો ત્યાંથી કાગડાને ઘેર જઇ પહોંચ્યો. બધા ભેગા મળ્યા અને ભોજન કરી આનંદથી છુટા પડયા. શિકારી જે જગ્યાએ કાચબો નાખી દીધો હતો ત્યાં જઇને જુવે છે તો કોથળી નહી ને કાચબો પણ નહિ, કારણ કે કાચબો પોતાને ઘેર પાથરવાને તે લઈ ગયો હતો!

---

# એક કાગડાના અપશુકન

એક માણુસ બહુ વ્હેમી હતો. વાર, તહેવાર, ગૃહ, નક્ષત્ર, રાશિ અને શુકન અપશુકનમાં તેને બહુ શ્રદ્ધા હતી. એક વખતે તેણે પોતાના એક નોકરને હુકમ કર્યો કે કાલે સવારે મને બહુ અગત્યનું કામ છે. માટે બે કાગડા નજીક નજીકમાં તું બેઠેલા જુએ ત્યારે તરત જ મને જગાડજે.

બીજે દિવસે નોકરે સવારમાં બે કાગડાઓને નજીક નજીકમાં બેઠેલા જોયા. તરત જ તેણે જઈને તેના શેઠને જગાડયો. પણ શેઠ બહાર આવે તે અગાઉ તો એક કાગડો ઉડી ગયો હતો. એટલે શેઠની નજર એક જ કાગડા પર પડી!

બે કાગડા એ શુભ શુકન, ને એક કાગડો એ અપશુકન એવું તે શેઠ માનતો હતો. આથી સવારના પહોરમાં પોતાને અપશુકન કરાવ્યા, એમ કહી તેણે નોકરને તડાતડ બે ચાર લગાવી દીધી!

એટલામાં શેઠના એક મિત્ર તરફથી મીઠાઇના ખુમચા સાથે એક કાગળ આવી પહોંચ્યો. કાગળમાં કોઇ બહુ સારા સોદાની વાત હતી, એટલે કાગળ વાંચીને શેઠ ખુશ ખુશ થઇ ગયા. મીઠાઇનો ખુમચો આવ્યો તે તો નફામાં.

નોકર બિચારો શરિર પંપાળતો પંપાળતો બોલ્યો,—"શેઠ! મેં બે કાગડા સવારમાં જોયા ત્યારે મારે માર ખાવો પડયો ને તમે એક કાગડો જોયો ત્યારે આવી આનંદની ખબર આવી ને મીઠાઈના ખુમચાની ભેટ આવી. કહો, કયા શુકન સારા? એક કાગડાના કે બે કાગડાના?"

## બનાવનારા બન્યા

એક રાંડીરાંડ ડોશી વ્યાજ વટંતર ને ધીરધારનો ધંધો કરતી હતી. તેને લુંટવાનો બે બદમાસોએ ઠરાવ કર્યો. એક વખત તેઓ પોતાની માલમતાની પોટલી લઇને ડોસી પાસે આવ્યા ને તેને કહ્યું કે અમારે દુર દેશ જાત્રા જવું છે. આ પોટલી તમે અમારાવતી અહીં રાખો. અમે બે તમારી પાસે જ્યારે પાછા આવીએ ત્યારે તે અમને આપજો. અમે તમને અમારો માલ સાચવવા બદલ મહિને બે રૂપીયા ભાડું આપીશું.

ડોસીએ પોટલી રાખી. પેલા બે જણ જાત્રા કરવા ગયા.

થોડાક મહિના પછી તે બેમાંનો એક બદમાસ ડોસીપાસે આવ્યો અને ભાડાની રકમ ચુકવી આપીને કહ્યું કે મારો સાથીદાર જાત્રામાં મરી ગયો છે. એમ કહી પોતાની પોટલી પાછી માગી.

ડોસીએ તે ભોળે ભાવે આપી દીધી. પેલો બદમાસ પોટલી લઇને વિદાય થઈ ગયો.

થોડાક દિવસ રહીને બીજો બદમાશ ડોશી પાસે આવ્યો ને પોટલી માગી. ડોસી કહે, તમે તો મરી ગયા હતા એમ કહી તમારો સાથીદાર થોડાક દિવસો ઉપર પોટલી લઈ ગયો છે.

બદમાસે તો ધાંધલ કરવા માંડયું. તે કહે, ડોસી ! એમ હું ભોળવાઈ જાઉં એવો નથી. મેં ચોકખું કહ્યું હતું કે **અમે બે** સાથે આવીએ ત્યારે જ માલ આપજો. તમે તેને આપ્યો જ શું કરવા ? હવે મારી મતા મને ભરી આપો.

ડોસીના તો બાર જ વાગી ગયા. તેને બિચારીને તો નમાજ પઢતાં મસીદ કોટે વળગ્યા જેવું થઇ ગયું.

છેવટે તે ગામના કોટવાળ પાસે ફરિયાદ કરવા ગઇ ને પોતાની મુશીબતની વાત કહી. કોટવાળ સમજી ગયો કે આ બદમાસ નાહકનો ડોસીને ગળે પડે છે.

તેણે બદમાસને કહ્યું, “તું તારા સાથીદારને લઈને આવ. એકલો કેમ આવ્યો છે ? તારી શરત મુજબ તો તમે બે જણ સાથે આવો ત્યારે જ માલ આપવાનો છે ને ? કશી ફિકર નહિ. જા, તું તારા સાથીદારને લઇને આવ. તે આવશે એટલે તમને બન્નેને માલ ભરી આપવા હું ડોશીને હુકમ કરીશ.”

બદમાસ ફજેત બની ત્યાંથી ચાલ્યો ગયો.

# સીંહની છબી

એક માણુસને એક સીંહ સાથે દોસ્તી હતી. બન્ને જણુ એક વખત ફરવા નીકળ્યા હતા. જંગલમાં એક મહાદેવજીનું દેવળ હતું. દેવળની બહારની ભીંત ઉપર સર્વદમન સીંહના બચ્ચાને પકડીને રમતો હોય અને સીંહણુ ઘુરકતી હોય એવું ચિત્ર હતું. તે જોઈ માણુસે સીંહને કહ્યું,—જોયું માણસનું જોર? સીંહ ગમે એવું બળવાન પ્રાણી હોય પણુ કાળા માથાના માનવી આગળ તેનું કાંઈ પણુ ચાલતું નથી.

સીંહ બોલ્યો,—એ ચિત્ર કોણે ચીતરેલું?

માણુસ—કોણે? વળી કોઈક માણુસે.

સીંહ—ત્યારે ત્યાં જ બધી ખુબી છે. જો કોઇ સીંહે તે ચિત્ર ચીતર્યું હોત તો ચિત્ર જુદીજ જાતનું હોત!

---

# મરઘીની એક ટાંગ

એક અમીરનો બબરચી બહુ હુશિયાર હતો. તેણે એક વખત આખી મરઘી રાંધી. મીઠું નાખતાં સ્વાદ પડયો, અને મરઘીની ટાંગ ખાઈ ગયો. જમતી વખત અમીરે પુછયું: 'મરઘીની બીજી ટાંગ કયાં ગઇ ?' બબરચીએ હાજર જવાબ આપ્યો, 'સાહેબ, આ જાતની મરઘીઓને એક જ ટાંગ હોય છે !'

અમીરે અજાયબીમાં ઉંચું જોયું, એટલે બબરચી સમજ્યો કે કંઈક વ્હેમ પડયો છે. તેથી તેણે તરત જ ઉમેર્યું કે 'સાહેબ એ જાતની એક ટાંગવાળી બીજી મરઘીઓ હું આપને બતાવીશ.'

અમીર ચુપ થઈ ગયો.

એક દિવસ બબરચી અમીર સાથે બજારમાંથી જતો હતો, તેવામાં એક મરઘી એક ટાંગ ઉંચી ચઢાવી દઈ, માત્ર એક જ પગ ઉપર ઉભેલી જોવામાં આવી. તેણે લાગ જોઇ અમીરને કહ્યું, 'સાહેબ, સાહેબ, જુઓ, પેલી મરઘીને એક જ ટાંગ છે. એ જ જાતની મરઘી હું તે દિવસે લાવ્યો હતો.'

અમીરે તે તરફ જોયું, અને જરા સીસોટી જેવો અવાજ કર્યો. મરઘી ગભરાઇ. તરત જ બીજી ટાંગ નીચી ઉતારી, બેઉ પગે દોડતી ચાલી ગઈ!

અમીરે બબરચીને કહ્યું, 'જો, એને તો બેઉ ટાંગ છે.'

બબરચીએ જવાબ આપ્યો, 'સાહેબ, એ તો આપે સુસ્કારી તેથી. તે દિવસે પણ જો આપે એમ સુસ્કારી હોત તો તે મરઘી પણ બીજો પગ બહાર કહાડત !'

---

# કંજુસની દોસ્તી

એક માણસને એક કંજુસ મિત્ર હતો. એક વાર તેને મુસાફરીએ નીકળવાનું થયું ત્યારે તે પોતાના કંજુસ મિત્રની પાસે ગયો અને કહ્યું, "દોસ્ત ! હું લાંબી મુસાફરીએ પરદેશમાં જાઉં છું. તારી દોસ્તી તો ભુલાય એમ જ નથી. મારી એક વિનંતિ છે. મુસાફરીમાં તું મને હમેશાં યાદ રહે માટે તારી આટલી વીંટી તું મને આપ."

કંજુસ બોલ્યો,—"જો મારી યાદ તને કાયમ રહે એમ તારી ઇચ્છા હોય તો તું હંમેશાં તારી જે આંગળી ઉપર મારી વીંટી પહેરવા ધારતો હતો તે આંગળી તરફ જ જોયા કરજે. જ્યારે જ્યારે તું વીંટી વગરની આંગળી તરફ જોઇશ ત્યારે ત્યારે તને મારી યાદ આવશે કે તેં મારી પાસે વીંટી માગી હતી ને મેં તે આપવાની ના પાડી હતી !"

---

# આંધળાનું ફાનસ

એક વખતે એક શહેરમાં રાતની વખતે એક આંધળો માણસ એક હાથમાં એક ઘાડવો ને બીજા હાથમાં ફાનસ લઇને સરીયામ રસ્તે થઇને જતો હતો. તેને જોઈ એક ચવીત્રા માણસે પૂછ્યું: 'તું તો આંધળો છે. તારે તો રાત ને દિવસ બન્ને સરખા છે. તો પછી આ ફાનસને શું કરવા સાથે રાખ્યું છે?'

આંધળો શાંતિથી બોલ્યો,—'ભાઈ, ખરી વાત છે કે હું આંધળો છું ને મારે રાત ને દિવસ સૌ સરખાં છે. પણ તમારા જેવા **દેખતા** માણસો રાતમાં અંધારે મને આથડી ન પડે ને મારો ઘાડવો ભાગી ન જાય માટે હું ફાનસ લઇને જાઉં છું. ફાનસ મારા જેવા **આંધળાને** માટે નહિં પણ તમારા જેવા **દેખતાને** માટે છે!'

---

# રાજાનો મશ્કરો

જુના વખતમાં રાજાઓ પોતાના વિનોદને માટે એક મશ્કરો રાખતા હતા. એક વેળા ગરમીના દિવસોમાં રાજા અને તેમનો કુંવર જંગલમાં ફરવા નીકળ્યા. સાથે પેલો મશ્કરો હતો. તાપ બહુ સખત પડતો હતો એટલે પરસેવો પુષ્કળ થવાથી રાજાએ પહેરેલો પોતાનો કિમ્મતી ઝભ્ભો કાઢીને પેલા મશ્કરાને સાચવવા આપ્યો.

મશ્કરાએ તે ખભે નાખી દીધો. થોડીક વાર પછી કુંવરે પણ એ જ રીતે ઝભ્ભો મશ્કરાને આપ્યો.

બે ઝભ્ભાનો ભાર પુષ્કળ થયો. આ જોઈ રાજાને મશ્કરાને બનાવવાનું મન થયું. તે બોલ્યો,—'અલ્યા! તારા ખભાપર અત્યારે એક ગધેડાનો બોજો છે, નહિ ?'

મશ્કરો હાજરજવાબી હતો. તે બોલ્યો,—'ના હજુર; **બે ગધેડાનો** બોજો છે. એકનો નહિ!'

---

# શાહજાદો ખુદાદાદ

હારાન શહેરમાં એક પ્રતાપી રાજા રાજ્ય કરતો હતો. તે ઘણો સદ્‌ગુણી અને પ્રજાપાલક હતો. આ રાજા વાંઝીયો હોવાથી પોતાના દિવસો ખુદાની બંદગીમાં અને પ્રજાના ભલામાં ગાળતો.

એક દિવસ એક ફિરસ્તાએ તેને ઉંઘમાં દર્શન દીધાં અને તેને કહ્યું, "સવારમાં ઉઠી તું નીમાજ પઢી રહે, પછી બગીચામાં જઈ દાડમડીના ઝાડ પરથી એક દાડમ લેજે, અને તેમાંથી મરજી મુજબ દાણા ખાજે. આમ કરવાથી તારી બેગમોને પુત્ર થશે." આટલું બોલી તે અદૃશ્ય થઈ ગયો.

રાજા તેના કહેવા પ્રમાણે નીમાજ પઢ્યા બાદ શાહી બગીચામાં ગયો. ત્યાંથી માળી પાસે એક સારૂં દાડમ મગાવ્યું અને તેમાંથી ગણીને પચાસ દાણા ખાધા, કારણ કે તેને પચાસ રાણીઓ હતી.

દાણા ખાધા પછી થોડા દિવસમાં તેની ઓગણપચાસ રાણીઓને ગર્ભ રહ્યાનાં ચિન્હો દેખાયાં. તે વાતને થોડા દિવસ થયા પણ પચાસમી રાણીને ગર્ભ રહ્યાનાં કાંઈ પણ ચિન્હો દેખાયાં નહિ. રાજાને આથી વહેમ પડયો કે તે કોઈ ડાકણ હશે અને કોઈ દિવસ મારા જાનને જોખમમાં નાખશે. એટલે તેને પોતાને ઘેર ન રાખતાં પોતાનો નાનો ભાઈ સેમીર જે હારાનથી ઘણે દુર આવેલા સમરીયાના મુલકનો બાદશાહ હતો તેને ઘેર મોકલી દીધી.

સેમીરને તેણે જણાવ્યું કે, "તમારી ભાભી કદાચ ગર્ભવતી હોય. અને પુત્ર થાય તો તેનું નામ ખુદાદાદ પાડજો અને મને તેની તરત જ ખબર આપજો."

શહેનંશાહે તજી દીધેલી એ રાણીનું નાંમ પીરોજા હતું.

સેમીરને ત્યાં પીરોજાએ એક ખુબસુરત શાહજાદાને જન્મ આપ્યો. આ વાતની ખબર તરત જ હારાનના રાજાને મોકલવામાં આવી. હારાનના રાજાએ જવાબમાં કહેવરાવ્યું કે અહીં ખુદાની મહેરથી ઓગણપચાસ પુત્રો અવતર્યા છે. માટે તમે તેને ત્યાં જ ઉછેરજો. તેનું નામ ખુદાદાદ પાડજો, અને હું જ્યારે લખું ત્યારે તેને મારી પાસે મોકલજો.

સેમીરે ખુદાદાદને સર્વોત્તમ કેળવણી આપી અને યુદ્ધ કળામાં ચાલાક બનાવ્યો. અઢાર વર્ષની ઉમરે તો તે જબ્બરજસ્ત લડવૈયા જેવો દેખાવા લાગ્યો.

એક વખતે તેને ખબર પડી કે તેના બાપ ઉપર દુશ્મનો વારંવાર હુમલા કર્યા કરે છે. એટલે ત્યાં જઈ દુશ્મનો સાથે લઢી તેમને હાંકી કાઢીને કીર્તિ મેળવવાની તેને ઇચ્છા થઇ.

તેણે તે વાત પોતાની માને કહી અને હારાન જવા નીકળી પડ્યો. ત્યાં તેણે પોતાનું ઓળખાણ આપ્યું નહિ પણ પોતે એક લડાયક યોદ્ધો છે અને નોકરી માટે આવ્યો છે એમ જણાવ્યું.

હારાનના રાજાએ તેને સેનાધિપતિની જગ્યા આપી.

સેનાપતિની જગ્યા મેળવ્યા પછી તેણે ત્યાંના સર્વ દુશ્મનોનો નાશ કર્યો, અને ઘણી કીર્તિ મેળવી. ધીમે ધીમે તે રાજાને એટલો તો માનીતો થઈ પડ્યો કે રાજા પોતાના પુત્રો કરતાં પણ તેના પર વધારે પ્રેમ રાખવા લાગ્યો.

રાજપુત્રોને કાંઈ પણ કામ કરવું હોય તો તેમને ખુદાદાદની રજા પહેલી લેવી પડતી. આથી એક વખત તેમણે સંપ કર્યો અને ઘરમાંથી નાસી જવાનો નિશ્ચય કર્યો.

તેમણે ખુદાદાદ પાસે જઇ કહ્યું, "અમારે આજે શીકાર કરવા જવું છે. માટે અમને જવાની રજા આપો."

ખુદાદાદને તેમના સંકેતની ખબર નહિ હોવાથી તેમને જવાની રજા આપી. તેઓ ઘેરથી નીકળ્યા તે નીકળ્યા. ફરી પાછા આવ્યા જ નહિ!

આ વાતને ત્રણ દિવસ થયા. રાજપુત્રો પાછા ન આવ્યા, એટલે રાજાએ ખુદાદાદને પુછ્યું, "રાજપુત્રો કયાં ગયા છે? તેઓ કેમ જણાતા નથી?" ખુદાદાદે જવાબ આપ્યો, "મહારાજ, તેઓ ત્રણ દિવસ થયાં શિકાર કરવા ગયા છે. પણ તેઓ કયારે પાછા આવવાના છે તે તેમણે મને કહ્યું નથી."

રાજા ખુદાદાદ પર ખુબ ગુસ્સે થયો. તેણે તેને ઘણો ઠપકો આપ્યો, અને કહ્યું, "હમણાં ને હમણાં તું જા અને તેમને તેડીને આવ. જો તેમના વગર પાછો આવ્યો તો તારો જાન જશે."

ખુદાદાદે તરત જ પોતાનો ઘોડો તૈયાર કરાવ્યો. લડવાનાં શસ્ત્રો લઇ તે સજ્જ થયો, અને રાજકુમારોની શોધમાં નીકળી પડયો. તે એક જંગલેથી બીજે જંગલ રખડવા લાગ્યો. ફરતાં ફરતાં તેણે એક વનમાં એક ભવ્ય આરસનો મહેલ જોયો.

ખુદાદાદે જાણ્યું કે આ કોઈ મોટા માણસનો મહેલ હશે. તે તેની પાસે ગયો. પાસે જતાં તેણે એક ફાટલાં તુટલાં વસ્ત્રો પહેરીને બેઠેલી એક સ્વરૂપવતી સ્ત્રીને જોઇ. તે સ્ત્રીએ તેને જોયો એટલે તરત જ તેને કહ્યું, "અહિંથી નાસી જાઓ. આ તો રાક્ષસનું ઘર છે. તે તમને મારી નાખશે."

ખુદાદાદે પૂછ્યું, "તે રાક્ષસ કોણ છે?" પેલી સ્ત્રીએ જવાબ આપ્યો, "તેનું નામ કાળયવન છે. તે રસ્તે જતા આવતા મુસાફરોને પકડે છે અને તેમનું માંસ ખાય છે. ચાર દિવસ પર જ તેણે તમારા જેવા ઓગણપચાસ માણસોની એક ટોળી પકડી તેમને ખાઇ જવા માટે કેદમાં પુરી છે."

ખુદાદાદે જાણ્યું કે તે ઓગણપચાસ માણસો ખરેખર મારા ભાઈઓ હોવા જોઈએ. તેમને છોડવવાને તેણે રાક્ષસ સાથે લડવાનો નિશ્ચય કર્યો. એટલામાં તેણે સામેથી કાળયવનને આવતો જોયો. તે બેની ભારે લડાઈ જામી.

આખરે કાળયવનનું માથું કાપી નાખી ખુદાદાદે જીત મેળવી. પછી તે મહેલમાં ગયો અને તેમાંથી કાળયવને પકડેલા બધા માણસોને છુટા કર્યા. તેમાં ઓગણપચાસ રાજકુમારો પણ હતા.

પેલી સ્ત્રી વિષે તપાસ કરતાં જણાયું કે તે એક રાજકુંવરી હતી. તેનો બાપ દર્યાબાર નામના વિશાળ બેટનો રાજા હતો. તે આવા ઉચ્ચ કુળની રાજકન્યા હોવાથી બધાએ ત્યાં ને ત્યાં વીર ખુદાદાદ સાથે તેણીનાં લગ્ન કરી દીધાં અને ખુદાદાદે પોતાના ભાઈઓને પોતાની ખરી ઓળખાણ આપી.

તેના ભાઈઓએ બહારથી બહુ જ ખુશાલી બતાવી. પણ અંદરખાનેથી તેઓ અદેખાઈથી બળી ગયા. રાત પડતાં બીજાં માણસો પોતાને ઘેર ગયાં પણ રાજકન્યા તેમ જ પચાસે ભાઈઓએ મોડી રાત સુધી ગમ્મત ઉડાવી.

રાજકુમારો થોડી વાર પછી જાગ્યા અને ખંજરોવડે ઉંઘતા ખુદાદાદ અને રાજકન્યા ઉપર ઘાતકી હુમલો કર્યો. ખુદાદાદને ઘણા ઘા વાગ્યા અને તે બેભાન થઇ ઢળી પડયો. તેના ભાઈઓ તેને મરેલો ધારી પોતાને ઘેર પાછા આવ્યા.

રાજપુત્રોએ કુંવરીને ખાસ ઈજા કરી નહોતી એટલે તે નજીકના ગામમાં વૈદને બોલાવવા ગઈ. ત્યાં તેણે ઘણી મહેનતે એક વૈદને ખોળી કાઢયો અને તેને લઈ રાક્ષસના મહેલ પાસે આવી. ત્યાં આવીને જુએ છે તો ખુદાદાદ મળે જ નહિ ! ઘણી તપાસ કરી પણ તેનો પત્તો ખાધો નહિ. હવે રાજકન્યાના દુઃખની હદ આવી ગઈ.

## શાહજાદો ખુદાદાદ



હારાનના શત્રુઓ ઉપર હલ્લો કરી તેમને ઘણે દૂર સુધી નસાડી મૂકયા

—પાન ૩૦

તેને શું કરવું તે કાંઈ સુજ્યું નહીં. તેની ખાત્રિ થઇ કે જરૂર ખુદાદાદને કોઈ જંગલી જનાવર તાણી ગયું હશે.

વૈદને પણ તેની આવી ખરાબ સ્થિતિ જોઈ દયા આવી. તેણે તેને કહ્યું, "બાઇ આપનું ઠામ ઠેકાણું બતાવો તો હું તમને તમારે ઘેર પહોંચાડું." રાજકન્યાએ બધી વાત કહી. વૈદે બે ઉંટ ભાડે મંગાવ્યાં. એક ઉપર રાજકન્યાને બેસાડી. બીજા ઉપર પોતે બેઠો અને બંને હારાન શહેરમાં ગયા.

હારાન શહેરમાં પેસતાં જ એક ધર્મશાળા આવી. ત્યાં બંને ઉતર્યાં. વૈદે ધર્મશાળાના રક્ષકને રાજદરબારના સમાચાર પૂછ્યા. ધર્મશાળાના રક્ષકે જવાબ આપ્યો, " ખુદાદાદ નામનો એક પરદેશી માણસ અહીં નોકરીએ રહ્યો હતો. તે રાજાને ઘણો વ્હાલો હતો. એક દિવસ કાંઇ કામ માટે તે બહાર ગયો તે હજુ પાછો આવ્યો નથી. પાછળથી તપાસ કરતાં જણાયું છે કે તે પિરોજા નામની પોતાની રાણીથી થયેલો રાજાનો જ પુત્ર હતો. આ ખબરથી રાજા તથા આખો રાજદરબાર ઘણા શોકમાં દિવસો ગાળે છે."

ધર્મશાળાવાળાની આ વાત સાંભળીને વૈદે રાજકન્યાને ધર્મશાળામાં જ રહેવાને કહ્યું અને પોતે દરબારમાં જવા નીકળ્યો. ખુદાદાદની ભાળ કાઢવા તેના ગયા પછી પીરોજા હારાન આવી હતી. ત્યાં પીરોજાના એક ખોજાને મળી તેણે પીરોજાને મળવાની ગોઠવણ કરી.

ખોજાએ પીરોજાને કહ્યું, "રાણી સાહેબ, એક પરદેશી આપની સાથે ખુદાદાદ સંબંધમાં કાંઈ વાતચીત કરવા માંગે છે."

રાણીએ કહ્યું, " તેને જલદી અહીં બોલાવો."

ખોજાએ વૈદને અંદર બોલાવ્યો એટલે વૈદે તેને બધી હકીકત કહી. પોતાના પુત્રનું આવી નિર્દય રીતે તેના જ ભાઇઓથી ખુન થયેલું સાંભળી પીરોજા બેભાન થઈ ગઈ. પછી સ્વસ્થ થઇ તેણે વૈદને

કહ્યું, "તમે હમણાં ને હમણાં જઈને રાજકન્યાને અહિં બોલાવી લાવો. હું તથા મહારાજા તેને અમારી પુત્રવધૂ તરીકે કબુલ રાખીશું."

પીરોજાએ તે વાત રાજાને કરી. રાજાને આ વાત સાંભળી ઘણું દુઃખ થયું અને તેને પોતાના દુષ્ટ પુત્રો તરફ ભારે તિરસ્કાર છુટયો. થોડી વારમાં વૈદ રાજકન્યાને લઈને આવી પહોંચ્યો. બધાએ મળી ધર્મશાસ્ત્ર પ્રમાણે ખુદાદાદની અંતિમ ક્રિયા કરી. તેનો એક મકબરો ચણાવ્યો અને તેમાં ખુદાદાદનું પુતળું ગોઠવ્યું. આ ક્રિયા આઠ દિવસ ચાલી. નવમે દિવસે રાજાએ પોતાના દુષ્ટ પુત્રોનો તેમના દુષ્ટ કર્મની શિક્ષા તરીકે શિરચ્છેદ કરવાનો ઠરાવ કર્યો.

ઠરાવેલા દિવસે વધસ્થંભો દટાતા હતા અને ઠેરઠેરથી ખુદાદાદના હત્યારા ભાઇઓનો શિરચ્છેદ કરવો જ જોઇએ એમ લોકોની બૂમો સંભળાતી હતી. એવામાં ઓચિંતી ખબર મળી કે હારાન શહેરનો બળવાન શત્રુ મોટું લશ્કર લઇ ચડી આવ્યો છે.

આ ખબર મળતાં જ રાજપુત્રોના વધનું કામ માંડી વાળવામાં આવ્યું અને યુદ્ધની તૈયારીઓ થવા માંડી. બંને પક્ષનું ભયંકર યુદ્ધ થયું અને હારાનના રાજાના ઘણા યોદ્ધાઓ મરણ પામ્યા. દુશ્મનો જીતવાની તૈયારીમાં હતા, એટલામાં આઘેથી એક હથીઆરબંધ ઘોડેસ્વારોની ટુકડી આવતી દેખાઇ.

આ ટુકડી જોતાં જ બંને પક્ષવાળાના ટાંટીઆ થરથરવા લાગ્યા, કારણ તે કોણ અને કયાંથી આવે છે, તેની કોઇને ખબર નહોતી.

થોડી વારમાં તો તે નજીક આવી પહોંચી અને હારાનના શત્રુ ઉપર જબરો હલ્લો કરી તમને ઘણે દુર નસાડી મૂકયા.

હારાનના રાજાને આથી ઘણી નવાઇ લાગી. તે ઘોડેસ્વારનો સરદાર કોણ હશે ? કયાંથી આવ્યો હશે, વિગેરે વિચારો તેના મનમાં થવા લાગ્યા. આ ઘોડેસ્વારોનો સરદાર બીજો કોઇ નહિ પણ ખુદાદાદ જ હતો.

જ્યારે રાજાને તેની ઓળખ થઇ ત્યારે તે હર્ષથી ઘેલો બની ગયો. પછી તેણે ખુદાદાદને તું કેવી રીતે જીવતો રહ્યો વિગેરે પ્રશ્નો પુછયા. ખુદાદાદે કહ્યું, "હું રાક્ષસના મહેલમાં ઘવાઇને પડયો હતો, ત્યારે એક ગરિબ ખેડુત મારી પાસે આવ્યો, અને તેને ઘેર લઈ જઈ વનસ્પતિનાં પાંદડાં મારા શરિર પર બાંધ્યાં. આથી મને આરામ થયો. ત્યાંથી હું અહીં આવવાનો વિચાર કરતો હતો, તેવામાં મને ખબર મળી કે હારાન ઉપર શત્રુઓ ચડી આવ્યા છે. મેં કેટલાક ગામડીઆઓને ભેગા કર્યા અને દુશ્મનો સાથે તેમને લઇને લડવાને આવ્યો."

પછી તેણે બધાની ખબર પુછી અને તેના ભાઇઓ કયાં છે એમ રાજાને પૂછયું.

રાજાએ કહ્યું, "તેમણે તારો જાન લીધો છે એમ જાણી તેમનો શિરચ્છેદ કરવાનો હતો. પણ ઓચિંતા દુશ્મનો ચડી આવવાથી તેમને કેદમાં પુર્યા છે."

ખુદાદાદે તેમને બોલાવી મંગાવ્યા. તેમને બેડીઓ પહેરાવેલી હતી તે ખુદાદાદે પોતાના હાથે તોડી નાખી અને તેમને ઉદાર દિલથી માફી આપી.

પછીથી ખુદાદાદે તેના બાપને કહ્યું, "મને મારા ભાઇઓએ માર્યો એ વાત તમને કોણે કહી ?"

રાજાએ બનેલી બધી વાત કહી અને દર્યાબારની રાજકન્યા આપણા જ ઘરમાં છે એમ જણાવ્યું.

ખુદાદાદને આ સમાચારથી ઘણો આનંદ થયો. તે પોતાના મા બાપને મળ્યો, ભેટયો, અને પછી પોતાની રૂપરૂપના ભંડાર જેવી બેનમુન શાહજાદી સાથે અમનચમનમાં દહાડા ગાળવા લાગ્યો.

# ચોટલીનો ચમત્કાર

એક વખત એક જંગલમાં થઇને જતાં એક મિયાને એક લુંટારો મળ્યો. તેણે બિચારા મિયાનો માલ ઝુટવી લીધો. પણ અંદરથી કાંઈ પૈસો ટકો હાથ લાગ્યો નહિ. આવો માલ તેને નકામો હતો, તેથી તે એક બાજુ ફેંકી દઈ મિયાભાઈ પાસેથી પૈસા કઢાવવાના ઇરાદાથી લુંટારાએ તેની દાઢી પકડી, અને જોરથી ખેંચવા માંડી.

મિયાભાઈ પણ બુદ્ધિબળમાં જબરા હતા. તેણે નમ્ર અવાજે કહ્યું, "સારૂ થયું કે દાઢી ખેંચે છે! કારણ દાઢીના દોઢસો ને ચોટલીના ચારસો."

લુટારો સમજ્યો કે દાઢી ખેંચવાથી મને ફક્ત દોઢસો રૂપીઆ મળશે, પણ ચોટલી ખેંચવાથી ચારસો રૂપીઆ મળશે. માટે ચાલ, તેની ચોટલી ખેંચું!

એમ વિચાર કરી તેણે મિયાભાઇની દાઢી છોડી દીધી અને ચોટલી પકડવા ગયો. દાઢી છુટી કે તરત જ મિયાભાઇએ પોતાનું નીચે પડેલું પોટકું ઉંચકી લીધું, અને લુંટારો જેવો મિયાસાહેબની ચોટલી પકડવા જાય ત્યાં તો માથું સાવ બોડાવેલું! લીસું લપાટ! ચોટલી બોટલી કાંઈ ન મળે!

મિયાભાઈ તો મુઠીઓ વાળી ભાગી છુટયા, અને આગળ પોતે અને પાછળ ચોર, એમ કેટલીક વાર સુધી દોડાદોડ કરતાં સહીસલામત જંગલ વટાવી એક ગામમાં પેસી ગયા.

ચોર તો ચોટલીનો ચમત્કાર જોઇ ચકિત જ થઇ ગયો.

# વરસની વહેંચણી

•

બ્રહ્માએ સૃષ્ટિ રચવાનો વિચાર કર્યો ત્યારે વિધાતાની સલાહ લીધી. બેઉ જણે મળીને નક્કી કર્યું કે સૃષ્ટિમાં સૌને સરખો આવરદા આપવો. કોઇ વ્હાલું યે નહિ ને કોઈ અળખામણુંય નહિ. સૌ સરખાં.

પછી ચાળીસ વરસનો આવરદા નક્કી કર્યો.

થોડો વખત થયો ને માણસ ફરીયાદ કરવા આવ્યો કે:– " મારે તો ઘણુંઘણું કરવું છે ને આટલી ટુંકી શી જીંદગીમાં તો કાંઇ ન થાય. માટે મને થોડાં વરસ આપો. "

બ્રહ્મા કહે, "અમે તો વરસની વહેંચણ બરાબર કરી નાખી. કોઇને વધારે પડતાં હશે તો તને દઇશ. "

આમ વાત ચાલે છે ત્યાં એક બળદ આવ્યો. એ કહે કે:– ' ચાળીસ વરસ મને વધારે પડે છે, કારણ કે એટલી લાંબી જીંદગી ગધ્ધા વૈતરૂં કરીને કાઢતાં મને નવનેજા થશે. '

બ્રહ્માએ બળદ પર મહેરબાની કરીને તેનાં વીસ વરસ ઓછાં કરી માણસને આપ્યાં.

એટલામાં એક કુતરો આવ્યો, ને અરજ ગુજારી કે, 'તાબેદારી કરીને .મારે જીંદગી ગુજારવી પડશે. માટે મારાં વરસ ઓછાં કરો. નહિ તો ભસી ભસીને મારૂં ડાચું દુ:ખશે. '

બ્રહ્માએ તેના ઉપર ઉપકાર કર્યો ને વીંસ વરસ ઘટાડીને માણસને દઈ દીધાં.

એવામાં આવ્યો બગલો. તે કહે, ' નદીમાં ઉભા રહેતાં મારો તો આવરદાય નહિ ખુટે. આટલાં વરસ બહુ વધારે છે. કાંઇક ઓછાં કરો. '

બ્રહ્મા એનાપર પણ રીઝયા ને વીસ વરસ ઓછાં કરી માણસને આપ્યાં.

બધાં બ્રહ્માને પગે પડીને રવાના થયાં. માણસનો આવરદા સો વરસનો થયો.

પહેલાં ચાળીસ વરસમાં માણસે ખાવું પીવું ખેલવું ને ધંધોધાપો કરવો.

પછી વીસ વરસ બળદના આવ્યાં. તેમાં આખા કુટુંબનો ભાર ઉપાડવો. માબાપ ઘરડાં થઈ ગયાં હોય, છોકરાં થયાં હોય તે ભણાવવાનાં ને પરણાવવા પસ્તાવવાનાં હોય, ને સંસારની ધુંસરી ઉપાડતાં તેની ડોક રહી જાય.

પછી આવ્યાં કુતરાનાં વીસ વરસ. ઘરડી અવસ્થા ! છોકરાંની વહુવારૂના હાથમાં કારભાર જાય. તેમનાંય છોકરાં થાય. ખમાય ન ખમાય ને મીજાજ જાય; ને બુમબરાડા પાડ્યા જ કરે.

છેલ્લાં વીસ વરસ બગલાનાં. ના પુરૂ સંભળાય; ચુંચી આંખો, બોખું મોં. સૌ સતાવે. છોકરાંય ચીડવે. દાંત નહિ તે જે આવે તે ળેળેળે બગલા પેઠે ગળી જાય.

વહેંચણીમાં લાલચુ માણસ પારકાનાં વરસ લઇને નાહકનો દુ:ખી થયો એમ વિચાર કરતો કરતો મરણ પામે.

બ્રહ્માએ પારકી પીડા માણસને દઈને સુખી કર્યો કે દુ:ખી, તે કોણ કહી શકે ?

---

# કુબડાની કહાણી

જુના જમાનામાં કાશગર શહેરમાં, એક કુબડો (ખુંધો માણસ) રહેતો હતો. વળી તે ઠીંગણો પણ હતો; એટલે બેડોળપણાનો ખરેખર નમુનો હતો! તે બિલકુલ મુફલિસ (ગરીબ) હતો, તેથી ગાઈ બજાવી પેટનો ખાડો પુરતો હતો.

એક સાંજે, બજારમાં, એક દરજીની દુકાન આગળ કુબડો પોતાના નિત્ય નિયમ પ્રમાણે ગાવા બજાવવા લાગ્યો. દરજીને તેનું ગાવું બજાવું પસંદ પડયું.

પોતાની બૈરીને ગાવા બજાવવાનો ભારે શોખ હતો. તેથી દુકાન બંધ કરતી વેળા, દરજી કુબડાને પોતાને મકાને લઈ ગયો.

બીબીને પણ કુબડાનું ગાવું બજાવું ગમી ગયું. તેથી રાત્રે વાળુ કરવા તેને પોતાને ત્યાં બેસાડયો.

દરજીને ત્યાં તે રાત્રે મચ્છી તળી હતી. ખાતાં ખાતાં કુબડાના ગળામાં મચ્છીનો કાંટો (મચ્છીનાં ઝીણાં હાડકાંનો ભાગ) ભરાઈ ગયો. કુબડો અકળાવા લાગ્યો. વાળુ વાળુને ઠેકાણે રહ્યુ, અને ધણી ધણીયાણીએ કુબડાના ગળામાંથી કાંટો કાઢવા ઘણું મથન કર્યું.

અંતે કાંટો ના જ નીકળ્યો; અને કુબડો જાણે ગુંગળાતો હોય એમ લાગ્યું. થોડી વારમાં તો તે બેશુદ્ધ થઈ ગયો. મહેમાનદારી કરતાં મિજબાનને માથે આફત આવી! પોતાના ઉપર ખૂનનો આરોપ આવશે એ બીકે બેઉ ગભરાયાં.

નજદીકમાં, એક ઈસરાઈલી (યાહુદી) હકીમ રહેતો હતો. દરજીએ વિચાર કર્યો કે કુબડાને હકીમ સાહેબને ત્યાં મૂકી આવું

તો મારી બધી જવાબદારી ઉતરી જાય. દરજીએ હકીમને ત્યાં જઈ બારણું ઠોકયું. નોકરે બારણું ઉઘાડયું. નોકરના હાથમાં પાનસોપારીનો રૂપિયો મૂકી તેને હકીમ સાહેબને વરદી આપવા વીનવ્યું.

એ જ બારણામાં મેડે જવાનો દાદર હતો. જેવો નોકર ઉપર હકીમ સાહેબને જગાડવા ગયો તેવો દરજીને વિચાર સુઝયો કે કુબડાને અહીં જ મૂકી જતો રહું તો હકીમ સાહેબ પોતાનું ફોડી લેશે.

તેણે ઝટપટ સીડીઉપર આસ્તેથી ચઢી સીડીને મથાળે કુબડાને ઉભો ગોઠવી દીધો, અને પોતે ગચ્છંતિ કરી ગયો !

ફીની આશામાં મલકાતા લોભી હકીમ, મુળે " મારવાડી " ( યાહુદી ), એટલે બત્તીવિના સીડી ઉતરવા લાગ્યા.

અજાણતાં કુબડાને ઠોકર વાગી, એટલે તે તો સીડીનાં પગથીયાંપર અથડાતો અફળાતો નીચે ગબડી ગયો.

સીડી પરથી કંઈક પડવાનો અવાજ સાંભળી હકીમ સાહેબ ફાનસ વિના મુંઝાયા. નોકર પર અકળાયા કે દાદર પર કંડીલ ( ફાનસ ) કેમ નથી ?–( જાણે કે ત્યાં તે દરરોજ આખી રાત બળતું હોય ! ! ) કંડીલ મળ્યું ત્યારે તેમાં તેલ નહિ !

હકીમ સાહેબ બૂમ મારે, " કંડીલ, કંડીલ !" ત્યારે બિચારો નોકર, " જી, આવ્યો, " કર્યા કરે.

જેમ તેમ કરી તેલ પુરી ફાનસ સળગાવ્યું. ત્યારે ગોળામાં નરી ધૂળ !

આ તરફ હકીમ સાહેબ બુમાબુમ કરતા હતા, એટલે નોકર ફાનસ લઈને દોડયો. જેવું તેવું અજવાળું આવતાં હકીમ સાહેબે સીડીને તળીએ કોઇને મુરદા માફક પડેલો જોયો. ફીની આશા ઉડી ગઈ, અને ઉલટી બલા ગળે વળગી લાગી ! નીચે આવ્યા તો કુબડાને લાશ જેવો ભાળ્યો.

કુબડાની કહાણી



દરજીને તેનું ગાતું બજાવું પસંદ પડયું.–પાન ૬૪

## કુબડાની કહાણી



મોદી હતો જવાંમર્દ એટલે કુબડાને ખુબ મેથીપાક જમાડયો-પાન ૩૭

હકીમ સાહેબનું કાળજું ફટકી ગયું. હવે પોલીસથી ઉગરવાનો કંઇ ઇલાજ ? મીયાં બીબીએ મશ્વરો (વાતચીત) કરી નિકાલ કાઢ્યો કે પોતાના ઘરની પછીતે બાદશાહનો મોદી રહેતો હતો, તેના રસોડાની ચીમની (ધુમાડિયું) પોતાની અગાસીની બાજુમાં જ હતી. ચીમનીનું મ્હોં ઉઘાડું રહેતું, જેથી કુબડાના શબને, જો એ ચીમનીમાં ઉતારી દેવાય તો ટાઢે પાણીએ ખસ જાય.

આ યુક્તિનો તેમણે તરત જ અમલ કર્યો. કુબડાનું શબ ચીમનીમાંથી નીચે ઉતારતાં ભીંતને ટેકે ઉભું રહી ગયું. જાણે કે કોઈ જીવતો માણસ દિવાલને ચોંટીને લપાઈ રહ્યો હોય, એમ લાગ્યું. હકીમ સાહેબના જીવને હવે નિરાંત વળી.

મોદીના મકાનમાં રસોડા પાસે કોડાર હતો. તેમાં દરબારનું મોદીખાનું હતું. વિવિધ ઉત્તમ વાનીઓ ત્યાં હરહમેશ મોટા જથ્થામાં રહેતી હતી. તેમાંથી ઘણી ચીજો નોકરો તફડાવતા અને ચમન કરતા; અને તપાસ થતી ત્યારે ચોરને માથે પાડતા.

બનવા કાળ કે તે રાત્રે મોદી એક મિત્રને ત્યાં વરઘોડામાં ગયેલો ઘેર મોડો આવ્યો. કોઠારની ખબર કાઢવા જતાં રસોડાની દિવાલે કુબડાને જોયો.

મોદીનો મિજાજ ગયો. ખરે ! દરરોજ, આ જ ચોર, આ જ પ્રમાણે, ચીમનીને રસ્તે આવતો હોવો જોઈએ. મોદી તરત જ બહારથી આવેલો એટલે હાથમાં લાઠી તૈયાર હતી.

મોદી હતો જવાંમર્દ, એટલે કુબડાને ખુબ મેથીપાક જમાડ્યો! કુબડો ધરતીપર પડ્યો. છતાં મોદીનો ગુસ્સો ઠંડો પડ્યો ન હતો. જમીનઉપર પણ તેને ખુબ રગદોળી રગદોળી ભોંયભેગો કર્યો.

જ્યારે મોદી મારતાં થાકયો ત્યારે તેને લાગ્યું કે કુબડો તેના મારથી મરી ગયો હતો ! હવે મોદીનો ગુંસ્સો પોતાની જાતપર

ઉતર્યો. અરે ? આ નવી આફ્ત વળી ક્યાંથી આવી ? થોડું નુકસાન ખમી લેત પણ આ તો હવે ખૂનનું તોહોમત આવશે! તોબા ! તોબા ! હવે શું કરવું ? નોકરોને પણ શી રીતે ઉઠાડાય ? ચાર કાને વાત જતાં બાજી હાથથી જાય. બહુ બહુ મુઝવણ પછી રસ્તો સુઝયો કે "રાત અંધારી છે. કુબડાને બહાર લઇ જઇ એકાદ અંધારા ખુણામાં ગોઠવી દઉં તો આફ્તનું વાદળું વિખરાઈ જાય."

પાપનો પસ્તાવો કરતો મોદી કુબડાને લોટપોટ વીંટી પોતાને પાછલે બારણે થઇ બજારમાં એક દુકાનના ખાંચામાં તેને જીવતા માણસ માફ્ક ઉભો કરી આવતો રહ્યો, અને કંઈ બન્યું જ નથી કરી ઘરમાં આવી સુઈ ગયો.

એવામાં એક નસરાની ( ખ્રીસ્તી ) સૌદાગર બીજા સૌદાગર દોસ્તને ત્યાં નાચમાં ગયેલો મોડી રાત્રે ઘેર જતો હતો. બજારમાં જ્યાં કુબડો ગોઠવેલો હતો ત્યાંથી જતાં હાથમાંની લાકડી હલાવતાં કુબડાને વાગી, એટલે કુબડો સૌદાગરના શરીરપર ઢળી પડ્યો. સૌદાગર સમજ્યો કે પાછળથી કોઇ ડાકુએ હાથ કર્યો !

જેવી તેવી પણ સોટી તૈયાર હતી. તેના બે ચાર ઝપાટા લગાવી દીધા કે કુબડો જમીનદોસ્ત થઇ ગયો. પછી પણ સૌદાગરે તેને ગડદા પાટુથી કચ્ચર કર્યો ! કદાચ કુબડો ઉભો થાય, અથવા તેના કોઈ સાથીઓ તેની વ્હારે ધાય, અને રખે પોતાને મેથીપાક જમાડે, એમ ધારી સૌદાગરે શાહુ થવા "ચોર"ની બૂમો પાડ્યા કરી.

ચોકીદારો ચોરની બૂમો સાંભળી આવી પહોંચ્યા. તેમણે જોયું કે એક નસારો (ખ્રીસ્તી) એક મુસલમાનને મારી રહ્યો છે.

તેમણે પૂછ્યું, "અય નસારા ! આ શું છે ?" સોદાગરે કહ્યું, "આ ચોર પાછળથી આવી મને લુંટવા જતો હતો." ચોકીદારોએ કહ્યું, "હવે બસ કરો; બિચારો અધમુઓ થઈ ગયો છે. એને કાજી સાહેબ પાસે લઈ ચાલો."

નસારાની મારતાં બંધ રહ્યો એટલે ચોકીવાળાઓએ કુબડાને બેઠો કર્યો. કુબડો તો મુરદું થઈ ગયેલો જણાયો. ચોકીવાળા ચમકયા. "અરે! આ તો નસારાએ મુસલમાનને મારી નાખ્યો છે. ચોરીનું તો બહાનું છે. આજકાલ નસારા બહુ બ્હેકી ગયા છે."

તેમણે નસારાને જકડ્યો, અને કુબડાનું મરદું ઉપાડી બેઉને કાજી(ન્યાયાધીશ)ની કચેરીમાં લઇ ચાલ્યા.

કાજી સાહેબે ચોકીવાળાની હકીકત સાંભળી. ખ્રીસ્તીથી ગુન્હાનો ઇન્કાર થઈ શકયો નહિ. તો પણ તેણે બચાવ કર્યો કે મેં તેનું ખુન કર્યું નથી. પણ પુરાવા વિના તેનું કહેવું શી રીતે મનાય? તેના ઉપર ખુનનો આરોપ સાબિત થયો.

એ જમાનામાં ઇસ્લામી શરીઅતનો અમલ થતો હતો. ખૂનનો બદલો ખૂન! અને આ તો એક મુસલમાનનું ખુન, અને તે યે એક બિન-મુસલમાનને હાથે!! એ ઘણો ભારે ગુન્હો હતો, અને તેની માફી થઇ શકતી નહોતી. મુસલમાનને હાથે ખુન થયું હોત તો ખુનના બદલામાં પૈસા આપી માંડવાળ થઈ શકત!!!

કાજી સાહેબે કુબડાને ઓળખ્યો. તે દરબારમાં આવતો જતો હતો, અને બાદશાહની તેનાપર મીઠી નજર હતી. એટલે બાદશાહને ખબર આપતા સુધી સજા ફરમાવવી કાજી સાહેબે મુલતવી રાખી.

દરબાર ભરાતાં કાજી સાહેબે કુરનસ બજાવી કિસ્સો બયાન કર્યો. શાહી ફરમાન થયું કે, "નસારાને એકદમ ફાંસી ચઢાવી દો. ખૂનનો બદલો ખૂન. શરીઅતનો અમલ કરો."

. એ જમાનાનો એ જ ઇન્સાફ હતો!

.ઇસ્લામીનું ખુન નસારાને હાથે! વાયે ઉડી વાત ચાલી. મેદાનમાં ફાંસી રોપાઈ. તમાશાને તેડું નહિં, એ ન્યાયે લોકોની મેદની જોવા મળી. સોદાગરને ફાંસી પાસે આણ્યો. જલ્લાદ તેને

ફાંસીએ ચઢાવવા તૈયાર થયો. એટલામાં પાછળથી અવાજ આવ્યો, " સબુર ! બેગુન્હેગારને ન મારો. ખરો ખુની હું છું." એમ બોલતો ભીડમાંથી રસ્તો કરતો કરતો શાહી મોદી આગળ આવ્યો.

જલ્લાદે કાજી સાહેબ તરફ જોયું. લોક પણ એકી ટસે જોઇ રહ્યા. કાજી સાહેબને જમાનો પલટાતો લાગ્યો. તેઓ મોદીને ઓળખતા હતા. તેથી મોદીને પૂછ્યું, " નાહક કેમ મરવા તૈયાર થયો છે ?"

મોદીએ કહ્યું, "લાઇલાહા ઇલ્લલ્લાહ (ખુદા એક છે); કયામતના ઈન્સાફથી ડરૂં છું. ખરો ખુની હું છું." કાજી સાહેબે તેની હકીકત પુછી. તેણે પોતાની વીતી વાત કહી.

કાજી સાહેબે હુકમ કર્યો, " સોદાગરને છોડી મુકો; મોદીને ફાંસીએ ચડાવો. મોદીએ પોતાને મ્હોંયે ગુન્હાનો ઈકરાર કર્યો છે."

સોદાગર છુટો થયો. મોદીનો વારો આવ્યો. જેવો જલ્લાદ તેને ફાંસીએ ચડાવવા જાય છે કે પાછળથી ઉપર જેવો બીજો અવાજ આવ્યો: " સબુર, ખરો ખુની તો હું છું. બિચારો મોદી તદ્દન બેગુનાહ છે. એને છોડી દો."

હકીમ સાહેબ લોકોની ઠઠ ચીરતા આગળ આવ્યા. લોકોમાં કોલાહલ થયો. કાજી સાહેબ પણ ગુંચાયા કે આ કોઇ અજબ ખટલો છે ! હકીમ સાહેબની હકીકત પુછી. તેમણે પોતાની કેફીયત કહી. 'અકસ્માત'નો લાભ મળે, પણ અત્યારે તો સૌને કયામતની ફિકર લાગી હતી.

કાજી સાહેબે હુકમ ફેરવ્યો કે, " મોદીને છોડી મૂકો; હકીમને ફાંસીએ ચઢાવો."

જલ્લાદે મોદીને છુટો કર્યો, અને હકીમને પકડયો. હકીમને ફાંસીને પગથીયે ચઢાવ્યો કે પાછળથી ત્રીજો અવાજ આવ્યો, " અરે !

કુબડાની કહાણી



જલ્લાદ તેને ફાંસીએ ચડાવવા તૈયાર થયો.
—પાન ૪૦.

## કુબડાની કહાણી



કુબડાનું મ્હોં ઉઘાડી મચ્છીનો કાંટો કાઢી બાદશાહ આગળ રજુ કર્યો-પાન ૪૧

એ બિચારાને છોડી મૂકો. ખરો ખુની હું છું.” એમ બોલતો, રસ્તો કાપતો, દરજી આગળ આવ્યો.

કાજી સાહેબ જોઈ રહ્યા. દરજીએ પોતાની હકીકત જણાવી. કાજી સાહેબની અક્કલ ચાલી નહિં. આ તો અજબ મામલો! ચારે જણ–દરજી, હકીમ; મોદી અને સૌદાગર–પોતાને મ્હોંએ જ ગુન્હો કબુલ કરતા હતા! હવે કોને છોડવો અને કોને બાંધવો! કાજી સાહેબે વિચાર્યું કે સુલતાન સલામતની હઝુરમાં આ ખટલો ફરીથી રજુ કરવો જોઇએ. એટલે ચારે જણને લઇને, કુબડાને ડોળીમાં ઉપડાવી, કાજી સાહેબ શાહી દરબાર તરફ ચાલ્યા. લોકો પણ અજબ થતા કાજી સાહેબ પાછળ ગયા.

દરબારમાં કાજી સાહેબે કુરનસ બજાવી બાદશાહ આગળ ચારે જણની હકીકત રજુ કરી. બાદશાહને આ ખટલામાં કંઈ ભેદ લાગ્યો. દરબારીઓ પણ હકીકત સાંભળી વિસ્મય થયા. સુલતાને દરબારી હકીમને ફરમાવ્યું કે કુબડાને બરાબર તપાસો.

શાહી હકીમને પણ આ વાતમાં રસ પડ્યો લાગ્યો. તેમણે કુબડાને ફેરવી ફેરવીને તપાસ્યો. છેવટે તેમને લાગ્યું કે કુબડો મરી ગયો નહોતો. બધા ખાલી ભરમમાં કુટાયા હતા.

કુબડાનું મ્હોં ઉઘાડી, લાંબા ચીપીઆ વડે, ધીરેથી ગળામાંથી મચ્છીનો કાંટો કાઢી, બાદશાહ આગળ રજુ કર્યો. કાંટો નીકળી ગયો, એટલે કુબડાનો શ્વાસોચ્છ્વાસ બરાબર ચાલવા લાગ્યો.

કુબડાએ છીંક ખાધી, આળસ મરડયું, અને થોડી વારે બેઠો થયો. દરજી–હકીમ–મોદી અને સોદાગરના જીવમાં જીવ આવ્યો. જાણે નવે અવતાર હતા! હકીમ સાહેબની હકીમાત પર સૌ આફરીન થયા. સુલતાને તેમને મોટું ઈનામ આપ્યું.

# સીદી નુમાન

અસલના વખતમાં બગદાદ શહેરમાં સીદી નુમાન નામનો એક મોટો સોદાગર રહેતો હતો. ધંધેધાપે તેને લીલાલહેર હતી. ખુદાએ દોલતની તેના ઉપર ખૂબ મહેર કરી હતી. તે જુવાન અને સ્વરૂપવાન હતો. પોતાને લાયક કોઇ સ્ત્રીની શોધમાં તે રહેતો હતો.

આખરે તેના મનની મુરાદ ફળી. સ્વર્ગની અપ્સરા જેવી રૂપાળી એક જુવાન કન્યા તેની નજરે પડી અને તેની સાથે તેણે શાદી કરી.

બીબી હતી તો રૂપરૂપનો ભંડાર. એની આંખોમાંથી તો જાણે તેજના ચમકારા ચમકે. પણ મિયાની સાથે બીબી જ્યારે ખાવા બેસે ત્યારે ચકલીથી પણ ઓછું ખાય! તબેતાને ચોંટેલા ચાર પાંચ ખીચડીના દાણા ખાઇને જ તે રહે! રોજ આમ ચાલે. મિયા વિચાર કરી કરીને થાકયો કે બીબી છે તો સશકત. જરાકે કમજોર તો દેખાતી નથી. ત્યારે આટલું ખાધે તેને ચાલતું કેમ હશે? મિયાના મનને આ એક મોટો કોયડો થઇ પડયો.

આખરે સીદીએ વિચાર કર્યો કે જરૂર આમાં કંઈ કાળુ ધોળું હોવું જોઇએ. આટલો આહાર હોય તો તેનું શરીર ટકે કેવી રીતે? હું આજે તપાસ કરૂં કે તે આખા દિવસમાં બીજું કંઈ ખાય છે કે કેમ?

તે દિવસે પણ સીદીની સ્ત્રીએ કાંઈ ખાધું નહિ. અંધારૂં થયું એટલે તેણે એક પ્યાલો ભરીને દારૂ એના ધણીને આપ્યો.

## સીદ્દી નુમાન



"મુવા પાપી ! ......થઇ જા કુતરો !"—પાન ૪૩



ઘેર જઇ તેની સ્ત્રીઉપર તે મંત્રેલું પાણી છાંટયું—પાન ૪૫

સીદીને તેમાં કંઇ નાખ્યું હોય તેવો વહેમ પડયો. તેણે એક મોટો ઘુંટડો ભર્યો અને સાચવીને બારીએ જઇ કોગળો કરી નાખ્યો. પછી તે સુઈ ગયો અને ઉંઘી ગયાનો ડોળ કર્યો.

મધરાત થઈ એટલે સીદીની સ્ત્રીએ પોતાના ધણીને ઉંઘતો ધારીને કબરસ્તાન તરફ ચાલવા માંડયું. ત્યાં કોઇએ તરતનું જ મુડદું દાટયું હતું તેને બહાર કાઢીને ખાવા માંડયું !

સીદી પણ ઉઠીને તેની પાછળ જ ચાલતો હતો. તેણે આ બિના જોઈ અને તે બ્હાવરા જેવો બની ગયો. મિયા સમજ્યો કે કોઈ નરી વંતરી સાથે તેની શાદી થઇ ગઈ છે !

તે છાનોમાનો ઘેર આવ્યો અને સુઈ ગયો. બીજે દિવસે જમતી વખતે મિયાએ બીબીને મધરાતે કરેલા ગોઝારા કામને માટે સખ્ત ઠપકો આપ્યો.

સીદીની સ્ત્રીની આંખો એકદમ ચળકી. પાસે પડેલા પવાલામાંનું પાણી મંત્રીને તે બોલી, “ મુવા પાપી ! તું બધું જાણી ગયો ? હવે થઇ જા કુતરો અને તારી કરણીનાં ફળ ભોગવ.”

સીદી એકદમ કુતરો બની ગયો. તે ટાકણુથી છુટવાને માટે તે બારણા તરફ દોડ્યો. પણ તે અરધો બહાર નીકળ્યો કે તરત જ બીબીએ બારણું બંધ કર્યું. સીદીની પૂંછડી કચરાઈ ગઇ. પછી તેને તે દુષ્ટ સ્ત્રીએ સખત ફટકાનો માર માર્યો અને છેવટે તેને છુટો કર્યો.

સીદી દુઃખને લીધે બૂમો પાડતો પાડતો એક વીશીવાળાની દુકાને ગયો. વીશીવાળાને દયા આવવાથી તેને થોડું ખાવાનું આપ્યું. તે ખાતો હતો તેવામાં એક બાઈએ પોતાના ખાધા ખર્ચના ચાર

આના તે હોટલવાળાને આપ્યા. તેમાં એક આનો ખોટો હતો. હોટલવાળાએ તે બાઈને બીજો આનો આપવાનું કહ્યું, પણ બાઈએ જક લીધી. આખરે હોટલવાળાએ કંટાળીને કહ્યું, "બાઈ નકામી જક શા માટે કરે છે? આ કુતરૂં પણ આની ખોટી છે એમ બતાવશે."

એમ કહીને તેણે હસવાને ખાતર સીદીને કહ્યું, "કુતરા! આમાં કયી આની ખોટી છે?"

આ વખતે કુતરાની સ્થિતિમાં હતો પણ સીદીનું મનુષ્યત્વનું જ્ઞાન કંઇ ગયું હતું નહિ. તેણે તરત જ ખોટી આની ઉપર પગ મૂકીને તે ખોટી છે એમ દર્શાવ્યું.

તેઓ આ ચમત્કાર જોઇને નવાઇ પામ્યાં. થોડા દિવસ પછી તો લોકોનાં ટોળેટોળાં આ કુતરાને જોવા આવતાં.

એક વખતે એક સ્ત્રી તેની પાસે આવી અને તેની પાસે કેટલાક પૈસા મૂકયા. પછી તેને ખોટોખરો પૈસો બતાવવાનું કહ્યું..

સીદીએ તરત જ ખોટા પૈસા ઉપર પગ મૂકયો. ત્યાર બાદ તે સ્ત્રી તેને પોતાને ઘેર લઈ ગઈ, અને તેની છોકરી પાસે લઈ જઇ મૂકયો.

છોકરીએ કેટલાક વખત સુધી તેની સામે ટગર ટગર જોયા કર્યું. પછી અંદર જઈ એક પાણીનો પ્યાલો ભરીને આણ્યો, અને તેના ઉપર રેડયો.

પછી તે બોલી,–"અરેરે દુઃખી પ્રાણી! તારા શાપમાંથી મુકત થઇ તું મનુષ્યત્વને પ્રાપ્ત થા."

સીદી એકદમ માણસ બની ગયો! તે બાઈને પગે પડીને તેણે કહ્યું,–"ભલાં બાઈ, તમારો હું ઘણો જ ઉપકાર માનું છું." થોડીક વાર પછી શાન્ત થઇને સીદીએ પોતાનું વૃત્તાંત તેને કહી સંભળાવ્યું.

તે છોકરીએ તેને કહ્યું,–"તારી સ્ત્રી મારી બ્હેનપણી થાય છે. અમે બે જણુ આ વિદ્યા એક જ ઈલિમી પાસેથી શીખ્યાં છીએ. પણુ તારી સ્ત્રી તેનો દુરૂપયોગ કરે છે અને તેથી જ અમે બે જણુ છુટાં થયાં છીએ. તે દુષ્ટાને તેનાં પાપ કર્મોનો બદલો મળવો જ જોઇએ. હું તને આ પાણી મંત્રીને આપું છું. તે તેના ઉપર જઇને છાંટજે, એટલે તે એકદમ ઘોડી થઈ જશે."

સીદી તેનો ઉપકાર માનતો તે મંત્રેલું પાણી લઈ ઘર તરફ વળ્યો.

ઘેર જઈ તેની સ્ત્રી ઉપર તે મંત્રેલું પાણી છાંટયું. પાણી અડકતાં જ બીબી ઘોડી બની ગઇ, અને ઘરમાં નાચકુદ કરવા લાગી. પણુ સીદીએ તેને મજબુત દોરડાથી બાંધી લીધી. આ રીતે સીદી તેની દુષ્ટ સ્ત્રીના પંજામાંથી કાયમનો છુટો થયો.



# ચાહ પીવાનો રિવાજ કેવી રીતે પડચો?

બંગાળની પૂર્વ દિશામાં આસામ નામનો દેશ છે. ચાહનો પાક ત્યાં પુષ્કળ પ્રમાણમાં થાય છે, તેમ જ ત્યાંના લોકોમાં ચાહ પીવાનો રીવાજ પણ ઘણો છે. ચાહનો કેવી રીતે પ્રચાર થયો એ વિષે ત્યાંના લોકોમાં એક રમુજી વાત પ્રસિદ્ધ છે.

ઘણા જુના વખતની વાત. ગુપ્તીસિંહ નામે રાજા આસામમાં રાજ્ય કરતો હતો. વિદ્વાન તરીકે તેની ઘણી ખ્યાતિ હતી. તે પ્રજાનું પાલન અત્યંત પ્રેમથી અને સાવધાનતાપૂર્વક કરતો. એથી પ્રજા પણ તેનાપર પ્રેમ રાખતી.

કેટલેક દિવસે રાજાને પુત્ર થયો. રાજપુત્ર સ્વરૂપવાન અને બુદ્ધિમાન હોવાથી બધાનો માનીતો થઈ પડચો હતો.

પરમેશ્વરની એવી કરણી છે કે દરેકમાં ગુણની સાથે કંઇક અવગુણ પણ હોય છે. નહિ તો માણસ ગર્વથી પુલાઈ ન જાય? રાજપુત્રમાં એક મોટો અવગુણ હતો. કયો? ઉંઘણશીપણાનો. ગમે તે કારણ હોય, પણ આસામ દેશનો હરેક માણસ ઉંઘણશી હતો. કામ કરતી વેળાએ પણ ડુલતાં ઝુલતાં કામ કરે. જમવા બેઠા હોય ત્યાં પણ ઝોકાં ખાયા કરે! અને એક વખત બીછાનામાં જઇ પડ્યા કે બસ આખો દિવસ ઉંઘ્યા જ કરે!

આ ત્યાંના બધા લોકોનો રિવાજ હતો. તેમાં યે આ રાજપુત્ર તો જબરો ઉંઘણુશી. તેથી તેનું નામ સુપ્તિસિંહ રાખવામાં આવ્યું.

નામ પ્રમાણે તેનું કામ હતું. સુપ્તિસિંહ કદી જાગતો હોય એમ કદાચ જ કોઇએ જોયો હશે. ઈશ્વરની કૃપાથી સોના સરખો પુત્ર પ્રાપ્ત થયેલો, પણ તેની આવી સ્થિતિ જોઇ રાજા, રાણી, નોકર ચાકર અને રૈયત એ સૌને ઘણું દુઃખ થતું. પણ શું કરે ?

રાજાએ દેશ પરદેશના પ્રખ્યાત વૈદ્યો બોલાવીને ઉપચાર કરાવ્યા. પણ બધું પાણીમાં. આખરે એક શસ્ત્રવૈદ્યની પાસે આંખની પાંપણો કપાવી, ત્યારે તેની ઉંઘ ઓછી થઈ. કાપેલી પાંપણો જ્યાં નાંખી દીધી હતી તે જગાએ એક ઝાડ ઉગ્યું. પાંપણ કાપ્યા પછી ફક્ત તે જ દિવસે રાજપુત્રને ઉંઘ આવી નહિ, પણ બીજા દિવસથી પાછું જેવું ને તેવું જ !

એક દિવસ એવો ચમત્કાર થયો કે દાસી રાજપુત્રને માટે પીવાનું પાણી ખૂબ ઉકાળી મહેલમાં લઇ જતી હતી. રસ્તામાં પાંપણ નાંખી હતી તે જગાએ એક ઝાડ ઉગેલું હતું. વા વાતો હોવાથી ત્યાં થઇને જતાં દાસીના હાથમાંના પાણીના વાસણમાં પેલા ઝાડનાં એ સૂકાં પાંદડાં પડયાં.

મહેલમાં ગયા પછી તે પાંદડાં તેણે કાઢી નાખ્યાં, પણ બે મિનિટ સુધી પાંદડાં ઉકળતા પાણીમાં રહેલાં હોવાથી તેનો અર્ક પાણીમાં ઉતર્યો. રાજપુત્રના ધ્યાનમાં તે આવ્યું નહિ પણ એ અર્કની અસર થઇ. તે દિવસે અને રાત્રે પણ રાજપુત્રને ઉંઘ આવી નહિ. આથી રાજાને આશ્ચર્ય થયું. તેણે દાસીને પૂછયું કે કાલનું પાણી

ક્યાંથી લાવી હતી ? દાસીએ કહ્યું કે તે હંમેશનું જ પાણી હતું. રાજાએ કહ્યું,-‘ બીક ન રાખ. હું તારાપર ગુસ્સે નથી થયો. ગઇ કાલના તારા પાણીથી રાજપુત્રને ઉંઘ નથી આવી, તેથી પૂછું છું.’

હવે દાસીને સાચું કહેવાની ધીરજ આવી. તે બોલી, ‘ ઝાડનાં બે પાંદડાં ઉકળતા પાણીમાં પડયાં હતાં તે મેં આંગળીથી કાઢી નાંખીને પાણી રાજપુત્રને આપ્યું હતું. તેનો કદાચ આ ગુણ હશે. ’ એમ કહી તેણે પેલું ઝાડ બતાવ્યું. હવે રાજાએ રોજ ઉકળતા પાણીમાં પેલા ઝાડનાં બે પાંદડાં નાખી અને ગાળીને તે પાણી રાજપુત્રને પાવાનું શરૂ કર્યું. આથી થોડા દિવસમાં રાજપુત્રનું ઉઘણશીપણું મટી ગયું.

રાજપુત્રને ફાયદો થવાથી આખી રૈયતને આ પાણી પીવાની ટેવ પાડી હોય તો તેમનું ઉંઘણશીપણું અને આળસ બન્ને નીકળી જશે એવો વિચાર કરી રાજાએ રાજપુત્ર બીમારીમાંથી સારો થયો તેની ખુશાલીના નિમિત્તે એક દિવસ શહેરના તમામ લોકોને મોટી મિજબાની આપી, અને ઉપર જણાવેલા ઝાડના પાંદડાનો ઉકાળો, અંદર દુધ અને સાકર નાખી બધાને પીવડાવ્યો.

તે ઉકાળો લોકોને એટલો તો ગમી ગયો કે દરેક જણે તેવું ઝાડ આંગણામાં રોપ્યું અને તેના પાંદડાંનો કાઢો તેઓ રોજ પીવા લાગ્યા. આ કાઢો તે જ ચાહ.

તેનાથી તેમનું ઉંઘણશીપણું સાચે જ ગયું કે નહિ તેની તો ખબર નથી. પણ એક જબરૂં અને શરિરની હાનિ કરનારૂં વ્યસન તો તેમને જરૂર વળગ્યું.

---

# અન્યાયી રાજા

એક રાજા બહુ જ લોભી, ક્રૂર, ઘાતકી અને અન્યાયી હતો. તે એક દિવસ છુપા વેશે નગરચર્ચા જોવા નીકળ્યો. ગામની બહાર ભાગોળે એક માણસ એક ઝાડના છાંયડાતળે બેઠેલો હતો. રાજા તેની પાસે ગયો ને આમતેમ થોડાક સવાલો પુછ્યા. પછી તેને પુછ્યું:–"ભાઇ, આ ગામનો રાજા કેવોક છે?"

પેલાએ જવાબ આપ્યો, "જવા દો એ કાળમુખાનું નામ. એના જેવો અધર્મી અત્યાચારી ને ક્રૂર રાજા ભાગ્યે જ બીજો કોઈ હશે."

રાજાને પગથી માથા સુધી ઝાળ લાગી. પણ તે શાંત પડીને બોલ્યો, " ભાઇ! હું કોણ છું, તે તમે જાણો છો?"

તેણે જવાબ આપ્યો કે ના.

રાજા:–" હું આ ગામનો રાજા છું!"

પેલા માણસના તો હાંજાં જ ગગડી ગયાં. પણ તે પોતાનું મગજ ઠેકાણે રાખીને બોલ્યો, " પણ મહારાજ! હું કોણ છું તે તમે જાણો છો?"

રાજા કહે ના.

પેલો આદમી બોલ્યો, " હું આ ગામના સાલેહ નામના વેપારીનો દીકરો છું. હું મહિનામાં ત્રણ દિવસ બીમારીને લીધે દિવાનો બની જાઉં છું. મને ગઇ કાલથી જ ગાંડપણ વળગ્યું છે!"

તેની ચતુરાઈ જોઇ રાજા હસી પડયો ને ત્યાંથી ચાલતો થયો.

---

# કાજીજીની દાઢી

એક વખતે એક કાજીજીએ એક કીતાબ (ચોપડી) માં વાંચ્યું કે જેનું 'માથું' નાનું હોય અને દાઢી લાંબી હોય તે આદમી તદ્દન બેવકુફ હોય છે. કાજીની દાઢી ખુબ લાંબી હતી અને તેમનું માથું નાનું હતું. આથી કાજી વિચારમાં પડયા કે કરવું શું ?

આખરે તેમને એક યુક્તિ સુઝી. તેમનું માથું અલ્લામિયાએ નાનું બનાવેલું તે મોટું થઇ શકે એમ નહોતું, પણ તેમની દાઢી ખુબ લાંબી હતી તે ટુંકી કરવાનું તો તેમના જ હાથમાં હતું.

તેમણે કાતર શોધવા માંડી અને તે વતી દાઢી કાપી તે ટુંકી બનાવવાનો વિચાર કર્યો. પણ આખું ઘર શોધવા છતાં કાજીને કાતર ન મળી શકી. દાઢી તો ટુંકી થવી જ જોઈએ. આથી તેમણે પોતાની દાઢીના ઉપરના ભાગને પોતાના હાથ વતી પકડી નીચેના ભાગને સળગાવ્યો.

કાજીના મનમાં કે નીચેનો ભાગ બળી જશે એટલે દાઢી આપોઆપ ટુંકી થશે. પણ દાઢીના વાળ એક વખત સળગ્યા પછી પૂછવું જ શું ? વાળની ઝાળ એટલી સખત લાગી કે તેમના હાથપર ખુબ અગન બળવા લાગી.

કાજી ગભરાયા ને દાઢી પરથી હાથ ખસેડી લીધો. આથી કાજીજીની આખી દાઢી સળગી ગઇ. એટલું જ નહિં પણ તેમના મ્હોંપર સખત ફોડલા ઉઠયા તે વધારામાં ! હમણાં જ ચોપડીમાં પોતે વાંચ્યું તે કેટલું બધું સાચું હતું તે હવે જ કાજીજી સમજ્યા !

# વ્હેમી રાજા

એક રાજાના રાજ્યમાં એક વખત એક ખુબ નામીચો નજુમી (જોશ જોનારો) આવી ચડયો. નજુમીની ખ્યાતિ ચારે દિશાએ ફેલાયલી હતી. રાજાએ તેને દરબારમાં તેડયો, ને પૂછ્યું, મારૂં આયુષ્ય કેટલું છે ?

નજુમીએ ગણત્રિ કરીને રમળના પાસા ફેંકીને કહ્યું કે તમારે હવે છ મહીના જીવવાનું છે.

નજુમીના આ શબ્દો સાંભળી રાજાનું મ્હોં પડી ગયું. છ મહિના પછી મરવાની બીકે રાજા એટલો તો ગભરાયો કે તેને દહાડે અનાજ ન ભાવે ને રાતના ઉંઘ ન આવે. રાજા દહાડે દહાડે ગળાવા લાગ્યો. પ્રધાને જોયું કે આ તો વેપાર વાયડો પડી જાય.

બીજે દિવસે દરબાર ભરાયો હતો ત્યારે પ્રધાને પેલા નજુમીને પાછો દરબારમાં બોલાવ્યો અને તેને પૂછ્યું, રાજાનો આવરદા તો છ માસનો છે પણ તમારો પોતાનો આવરદા કેટલો છે ?

નજુમીએ ફરીથી જોશ જોઈને કહ્યું કે મારો આવરદા તો હજુ બીજાં વીસ વર્ષનો છે.

પ્રધાને ત્યાં જ નજુમીનું ડોકું તલવારવતી કાપી નાખ્યું. પછી રાજાને તેણે કહ્યું,—જુઓ નામદાર ! આ જોશી વીસ વરસ જીવવાના હતા તે તો હમણાં જ વિદાય થઈ ગયા ! માટે ફીકર છોડી દઈ, ખાઇ પીને મોજ કરો. મરવું જીવવું એ તો પ્રભુના હાથની વાત છે. એમાં નજુમી શા જોશ જોવાનો હતો ?

રાજાએ ત્યારથી ફીકર ચિંતા છોડી દીધી.

# મિજાજી બકરો

એક વખત એક વરૂ રસ્તામાં થઈને જતું હતું. એક જૂના ખંડેરના છેક ઉંચા છાપરાના ભાગ ઉપર એક રૂપાળો નાનકડો બકરો ઉભો હતો.

વરૂ નીચે જમીનપર હતું અને તેને છાપરે ચડતાં આવડતું નહોતું. બકરો તદ્દન સહીસલામત હતો.

આ જોઈ તે બોલ્યો,–"અલ્યા વરૂ! તારા જેવો પાજી, ખાઉધરો, ને ઘાતકી કોઈ જ નથી. બધાં બકરાં તારાથી બીહે છે, પણ હું કાંઈ તારાથી બ્હી જાઉં એવો નથી."

અને એમ બોલીને બકરાએ વરૂને દેવાય એટલી ગાળો દીધી. જો બકરો વરૂના સપાટામાં આવી શકે એમ હોય તો તો વરૂનું કામ જ થઇ જાય એમ હતું. પણ અત્યારે બકરો તેના હાથમાં આવે એમ નહોતો.

તે ધીરે રહીને બોલ્યો,–"બચ્ચાજી! આ ગાળો તમે નથી દેતા, પણ આ જૂનું ખંડેર દે છે, સમજ્યા? બાકી જરાક અહીં નીચે આપની સ્વારી પધારી હોત તો—"

એમ કહી મ્હોં મટમટાવતું વરૂ ત્યાંથી ચાલી ગયું.

# વેલવતી

એક મોટો રાજા હતો. તેને સાત કુંવર હતા. રાજાજીને બધા છોકરાઓ ઉપર પુષ્કળ વહાલ હતું. જ્યારે છોકરા મોટા થયા, ત્યારે રાજાજીએ તેમનાં બધાનાં લગ્ન કરવાનો વિચાર કર્યો.

રાજાજીએ છ છોકરાને પોતાને મનગમતે સ્થળે પરણાવી દીધા. પણ જ્યારે સૌથી નાના છોકરાને પરણાવવાની વાત આવી ત્યારે તેણે પોતાના બાપને સાફ કહી દીધું કેઃ—“ વેલવતી રાજકન્યાસિવાય હું બીજી કોઈપણ રાજકુમારી સાથે લગ્ન કરવાનો નથી.”

આ સાંભળી રાજાજીએ તેનાં લગ્ન કરવાની વાત માંડી વાળી અને તેને તેમણે કુંવારો રહેવા દીધો. વેલવતી રાજકન્યાનું નામ દઈને બધા પરણેલા ભાઈઓ તેની મશ્કરી કરવા લાગ્યા. આથી નાનો રાજકુમાર ક્રોધે ભરાઈને વેલવતી રાજકન્યાની શોધમાં નીકળી પડ્યો.

આ રાજકુમારનું નામ બંસીધર હતું. તે ફરતો ફરતો એક ઘોર જંગલમાં જઈ પહોંચ્યો. જંગલ બહુ મોટું અને બિહામણું હતું. ચારે દિશાએથી વાઘ અને વરૂના વિકરાળ શબ્દો સંભળાતા હતા. બંસી આ ઘોર વનમાં ફરતો ફરતો એક વડના ઝાડ પાસે આવી ઉભો. આ ઝાડની નીચે એક મોટા યોગી ઈશ્વરનું ધ્યાન ધરતા બેઠા હતા. રાજકુમાર તેમની સામે હાથ જોડી ઉભો રહ્યો. યોગીરાજે જ્યારે આંખ ઉઘાડી ત્યારે બંસી તેમને પગે પડ્યો.

તેણે પોતાની બધી વાત તેમને કહી સંભળાવી. આ સાંભળી યોગી બોલ્યા, "કુમાર, અહીંથી એક ગાઉ દુર એક મોટા ઋષી છે. ત્યાં જાઓ. તે તમારાં બધાં દુઃખો મટાડશે." એમ કહી તેમણે બંસીના કાનમાં એક મંત્ર આપ્યો અને કહ્યું કે, આ મંત્રથી વાઘ વરૂ તારી પાસે આવી શકશે નહિ અને તેમનાથી તારી રક્ષા થશે.

બંસી ફરી આગળ ચાલ્યો અને પેલા ઋષી પાસે જઈ પહોંચ્યો. ઋષી ધ્યાનમાં બેઠા હતા. બંસી તેમની આગળ પણ હાથ જોડીને ઉભો રહ્યો. આમ ને આમ બહુ વખત વીતી ગયો. ઋષી જાગ્યા ત્યારે કુમારે તેમને વંદન કર્યું અને કહ્યું, "મહારાજ! વેલવતી રાજકન્યા આણી આપો!"

ઋષી બોલ્યા, "અહીંથી સાત ગાઉ દૂર જાઓ. ત્યાં એક મુની તપ કરતા બેઠા છે, તે તમને વેલવતી રાજકન્યા લાવી આપશે. એ વાત મારી શક્તિ બહારની છે."

બંસીકુમારે ફરી ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં ઘોર અરણ્યમાં જ્યાં મુનીરાજ બેઠા હતા ત્યાં તે જઈ પહોંચ્યો. બંસીને જોઈ મુની ઘણા ખુશ થયા અને બોલ્યા, "બંસી! વેલવતી રાજકન્યાની બધી વાત હું જાણું છું. તે ગયા જન્મમાં દેવરાજ ઇંદ્રની અપ્સરા હતી. આ જન્મે તેણે તારે માટે જ અવતાર ધારણ કરેલો છે. અહીંથી વીસ ગાઉ દુર એક સુંદર અને મોટું વેલવૃક્ષ છે. એ ઝાડને સોનાનાં ફૂળ અને રૂપાનાં ફુલ આવે છે. આ વેલ ફળોમાં જે ફળ સૌથી મોટું છે તેમાં વેલવતી રાજકન્યા તારૂં ધ્યાન ધરતી બેઠી છે. પણ વેલવતીને મેળવવાનું કામ સહેલું નથી. એ વેલવૃક્ષની ચારે બાજુએ હાથમાં નાગી તલવારો લઈ મોટા રાક્ષસો ચોકી કરે છે. જે કોઈ

એ ઝાડની પાસે જાય છે, તેનો દુષ્ટ રાક્ષસો તરત જ વધ કરી નાંખે છે. તું જતાંને વાર જો વેલવતી રાજકન્યાવાળા વેલફળનો જ સ્પર્ષ કરીશ તો તને કોઇપણ જાતનું નુકશાન થશે નહિ અને તું તે ફળ અહીં લઇ આવવામાં ફતેહ પામીશ. પણ જો એક પણ બીજા પુલ કે ફળને સ્પર્શ કરીશ તો તારો નાશ થઈ જશે અને રાક્ષસો તને કાપી નાંખશે."

એટલું બોલી મુની એક મંત્ર બોલ્યા. તે સાથે જ બંસીનું રૂપ ફરી ગયું અને તે એક સુંદર પક્ષીના રૂપમાં ફેરવાઇ ગયો.

બંસી પક્ષીના રૂપમાં ઉડતો ઉડતો પેલા વેલવૃક્ષની પાસે ગયો અને તે ઝાડપર ઉગેલાં સુંદર ફળપુલ જોવા લાગ્યો.

એટલામાં તેની પાંખ એક પુલને લાગી ગઇ. તરત જ રાક્ષસો ત્યાં દોડી આવ્યા અને તેમણે બે પાંખો પકડીને બંસીને ચીરી નાખ્યો. તેઓ કોમળ રાજકુમારના માંસને ખાઈ ગયા અને તેના હાડકાં કાઢી દુર ફેંકી દીધાં.

ઘણી વાર થઇ તો પણ બંસી પાછો ફર્યો નહિ એટલે મુનીએ તેને શોધવાને માટે પોતાના આશ્રમમાંથી એક દેવપક્ષીને મોકલ્યું. દેવપક્ષીએ ઘણી તપાસ કરી પણ બંસી જડ્યો નહિ. છેવટે દેવપક્ષી બંસીના હાડકાં લઇને આશ્રમમાં પાછું ગયું.

મુનીને આ જોઇ બહુ ખોટું લાગ્યું. તેમણે હાથમાં પાણીની અંજલી લીધી અને સજીવનવિદ્યાનો મંત્ર ભણીને તે અંજલી બંસીપર છાંટી. તરત જ બંસી આળસ મરડી પાછો બેઠો થયો. મુનીએ બંસીને ઠપકો આપ્યો અને કહ્યું, "બંસી!. વેલવતી રાજકન્યા મેળવવી તારા જેવા મૂર્ખ માણસને યોગ્ય નથી."

બંસી બોલ્યો, "મુનીમહારાજ ! ફરી આમ નહિ થાય. એક વાર ક્ષમા આપો."

મુની ફરી મંત્ર બોલ્યા, કે તરત જ બંસી સુંદર પોપટ બની ગયો. ફરી તે ઉડતો ઉડતો વેલવૃક્ષ પાસે આવ્યો. આ વખતે તેણે બરાબર પેલા મોટા વેલફળને જ સ્પર્ષ કર્યો. તરત જ બધા રાક્ષસો પોતપોતાની જગ્યાએ ઢળી પડ્યા ને મરી ગયા.

રાજકુમારે તે મોટું વેલફળ તોડી લીધું અને તે પાછો મુનીરાજ પાસે આવ્યો. મુની બોલ્યા, " જા. અહીંથી ત્રણ ગાઉ દુર એક સુંદર તળાવ છે. તેના પાણીવડે આ વેલફળને સ્નાન કરાવ અને પછી તેને ભાંગી નાખ એટલે તેમાંથી સુંદર કન્યા બહાર નીકળશે." એમ બોલી મુનીરાજે ફરી તેનાપર પાણીની અંજલી છાંટી. બંસી તેના અસલ રાજકુમારના રૂપમાં આવી ગયો.

કુમાર તે ફળને લઇ તળાવ તરફ જવા લાગ્યો. અરધે રસ્તે ગયા પછી તે જરા થાક ખાવા બેઠો. રાજકન્યાને મળવા બંસી ઘણો વ્યાકુળ થઈ રહ્યો હતો. એટલે તેણે સરોવર સુધી ન જતાં માર્ગમાં જ જોરથી તે વેલફળને પછાડયું. ફળના બે ભાગ થઈ ગયા અને અંદરથી એક પરમ રૂપવતી રમણી બહાર આવી.

ઇંદ્રની અપ્સરા જેવો તે રાજકન્યાના રૂપનો અંબાર બંસી જોઈ શકયો નહિ. તે જમીનપર ઢળી પડ્યો. આ જોઈ વેલવતીનું હૈયું શોકથી ભરાઈ આવ્યું. તે બંસીને ઉંચકીને એક ઝાડ તળે લઈ ગઈ અને ત્યાં તેનું માથું પોતાના ખોળામાં લઈને બેઠી.

આનંદધારા–૩

વેલવતી



છાયાએ કહ્યું, "મારે તે એવી શી જરૂર છે કે હું જઈને પાણી લાવી આપું ?"

–પાન ૫૭

આનંદધારા-૩

## વેલવતી



બંસી બહાર આવ્યો. તેણે રાજકન્યાના માથામાંનું કમળનું ફુલ કાઢી લીધું. -પાન ૬૦

વેલવતી બંસીનું મુખ જોઇ વારંવાર રડવા લાગી. તેના રડવાનો અવાજ સાંભળી એક છોકરી ત્યાં આવી પહોંચી. તેનું નામ છાયા હતુ. છાયાએ પુછયું, "બ્હેન! અહીં તું આમ શા માટે રડતી બેઠી છે?"

વેલવતી બોલી, "શું કહું? મારા પર દુઃખના ડુંગરા તૂટી પડ્યા છે. મારા સ્વામી મરણ પામ્યા છે અને હું જગતમાં એકલી પડી છું. પણ બ્હેન! કૃપા કરીને મને પાસેના સરોવરમાંથી એક ઘડો પાણી લાવી આપ. એટલી મારાપર દયા કર."

છાયાએ કહ્યું, "મારે તે એવી શી જરૂર છે કે હું જઇને પાણી લાવી આપું? હું કાંઇ તારે માટે નવરી નથી."

વેલવતીએ ઉત્તર આપ્યો, "તો બ્હેન! આ રાજકુમારનું માથું ખોળામાં લઇને તું બેસ. તેટલામાં હું જળ લઈ આવું અને પાણી છાંટી રાજકુમારને પાછો સજીવન કરૂં."

આ સાંભળી છાયા ત્યાં બેઠી અને વેલવતી પાણી લેવા ગઈ. વેલવતી થોડે દુર ગઇ તેવી જ છાયા પણ ઉઠી અને તેની પાછળ પાછળ ગઇ.

વેલવતી તળાવની પાળપર જઈને ઉભી રહી, તેવો જ છાયાએ તેને પાછળથી ધકકો માર્યો. વેલવતી તળાવમાં પડી ડુબી ગઇ.

છાયા પાણી લઇને પાછી બંસીની પાસે આવી. તેણે બંસી ઉપર તળાવનું પાણી છાંટયું, એટલે બંસી આળસ મરડીને બેઠો થયો. છાયાએ કહ્યું, "કુમાર! હું જ તમારી વેલવતી રાજકન્યા છું. ચાલો હવે મારી સાથે વિવાહ કરો!" બંસી તો વેલવતીને જોતાં જ બેશુદ્ધ થઈ ગયો હતો. તેણે છાયાને ઓળખી નહિ, એટલે બંસી અને છાયાનાં લગ્ન થઇ ગયાં!

કેટલાક દહાડા પછી બંસી શિકાર કરવા નીકળ્યો. અરધે રસ્તે આવતાં જ તેને પાણીની ખુબ તરસ લાગી અને તે ઉપલા જ તળાવમાં પાણી પીવા ગયો. તળાવમાં કમળનું એક સુંદર પુલ ખીલી રહ્યું હતું. બંસીની નજર પડતાં જ પુલની પાંદડી બિડાઇ ગઇ અને પુલ ત્યાંથી છેક બંસીની પાસે આવી પહોંચ્યું. બંસી તે પુલ લઇ ઘેર આવ્યો, અને છાયાને આપ્યું. છાયા પુલને જોતાં જ રાતી પીળી થઇ ગઈ અને તેણે પુલને પીંખી વીંખી વાડામાં ફેંકી દીધું.

એક દહાડો બંસી વાડામાં ગયો. તેણે જોયું કે વાડામાં જ્યાં પુલની પાંખડીઓ પડી હતી, ત્યાં એક સુંદર વેલવૃક્ષ ઉગી નીકળ્યું છે, અને તેના ઉપર એક સુંદર વેલફળ શોભી રહ્યું છે.

બંસીએ છાયાને બોલાવી અને કહ્યું, “વેલવતી ! જા પેલું ફળ તોડી લાવ.” છાયા ફળ તોડવા ગઇ, તેવું જ ફળ ઉંચે ચઢી ગયું. આથી બંસી પોતે તેની પાસે ગયો.

બંસી ગયો, એટલે વેલફળ એકદમ નીચું લળી પડયું. બંસી તે ફળને ઘરમાં લઈ ગયો અને તેને ભાંગ્યું. તેમાંથી એક રૂપવતી છોકરી નીકળી. બંસીએ તે છોકરી છાયાને આપી અને તેનું લાલનપાલન કરવા તેને આજ્ઞા કરી.

આ જોઇ છાયા ગુસ્સે થઈ. તે બોલી, “કુમાર ! આ છોકરીનું કામ હોય તો મને વનમાં મૂકી આવો. નહિ તો હું કુવો વાવ કરીશ !”

બંસી લાચાર થયો. તેણે પેલી કન્યાને ભર જંગલમાં મોકલી દીધી.

એ વાતને વર્ષો વીત્યાં. એક વાર બંસી શિકારે નીકળ્યો. તે એવા તો ઘોર જંગલમાં આવી પડયો કે ન પુછો વાત ! અહીં તેણે એક સુંદર ઘર જોયું.

બંસી થાકેલો હોવાથી એ ઘરમાં ગયો અને આમતેમ જોવા લાગ્યો; પણ એક પણ માણસ તેની નજરે પડયું નહિ. ફક્ત ત્યાં એક ફુલનું સુંદર બિછાનું બંસીએ જોયું અને તે આરામ લેવાને માટે તે પર સુતો.

એટલામાં એક સોનેરી પાંખ અને રૂપેરી ચાંચવાળું પક્ષી ત્યાં આવીને બેઠું અને તે મોટેથી વેલવતીની આજ સુધીની બધી વાર્તા ગાવા લાગ્યું. બંસી આ બધું સાંભળતો હતો. તે બોલ્યો, "ત્યારે શું જે કન્યાને મેં આ વનમાં મૂકી દીધી હતી તે વેલવતી રાજકન્યા હતી?"

પક્ષીએ કહ્યું, "હા તે જ રાજકન્યા હતી. આ ઘર વેલવતી રાજકન્યાનું જ છે અને તે વરસમાં અહીં એક વાર આવે છે. રાજકન્યાને અહીં આવવાને હજી છ માસની વાર છે."

બંસીએ છ માસ ત્યાં જ ગાળી નાંખ્યા. રાજકુમારી આવવાનો દિવસ આવતાં જ બંસી ત્યાં એક જગ્યાએ છુપાઇ ગયો અને રાજકુમારીની વાટ જોવા લાગ્યો. બરોબર બાર વાગે આકાશમાંથી એક વિમાન નીચે આવ્યું અને વેલવતી તેમાંથી ઉતરી પોતાના ઘરમાં પેઠી. તરતજ બંસી આગળ ધસી આવ્યો અને તેણે વેલવતીનો હાથ પકડયો.

એકદમ રાજકુમારી અને પેલું વિમાન અંતરધ્યાન થઈ ગયાં. બંસી આ જોઇ હૈયાફાટ રોવા લાગ્યો.

આ જોઇ પેલા સોનપંખીએ તેને કહ્યું, "બંસી! હવે રડ નહિ. એક વરસ અહીં જ થોભી જા. આવતે વરસે ફરી વેલવતી

આવશે ને આ પુલની પથારીમાં સુઈ જશે. તે વખતે તેના માથામાંનું સુંદર કમળનું પુલ તું કાઢી લેજે, એટલે વેલવતી તારી સાથે જ રહેશે. તેનાથી પાછું જવાશે નહિ.”

બંસી રાજકન્યાની વાટ જોતો એક વરસ સુધી તે જ જગ્યાએ રહ્યો. બીજું વરસ પુરૂં થતાં જ વેલવતી ફરી એ જ રીતે તે ઘરમાં આવી અને પુષ્પની પથારીમાં પડી પેલા સોનપંખી સાથે વાતો કરવા લાગી. બંસી આ વખતે એક જગ્યાએ સંતાઇ રહ્યો હતો. વેલવતી જેવી પથારી પરથી પાછી ઉઠવા જાય છે ત્યાં પેલા સોનપંખીએ કહ્યું:

થા થા બંસી ઘરસંસારી,
આવી રાજકુમારી તારી.

આ સાંભળતાં જ બંસી બહાર આવ્યો. તેણે રાજકન્યાના માથામાંનું કમળપુલ કાઢી લીધું અને તે ફૂલને છુંદી નાંખ્યું. તરત જ બહાર ઉભું રહેલું વિમાન પણ અદૃશ્ય થઈ ગયું અને વેલવતીનો આકાશમાં જવાનો માર્ગ બંધ થઇ ગયો.

હવે બંસી અને વેલવતીનાં ઘણી ધામધુમથી લગ્ન થઇ ગયાં અને પેલી લુચ્ચી છાયાને જન્મ સુધી વેલવતીની દાસી બનાવી રાખવામાં આવી. બંસી અને વેલવતી સુખેથી મોજ કરવા લાગ્યાં.

---

# મહમદ ગિઝની અને કવિ ફીરદુશી

કવિ ફીરદુશી મહમદ ગીઝનીના વખતમાં એક કુશળ ફારસી કવિ તરિકે પ્રખ્યાત થઈ ગયો છે. એક વખતે મહમદ ગીઝનીએ દરબારમાં ફીરદુશીને કહ્યું કે જો મારી નામનાની એક સુંદર કવિતા બનાવશો તો તેની એક કડીદીઠ એક દીરમ (સોનામ્હોર) આપીશ.

કવિ ફીરદુશી કામે વળગ્યો. ત્રીસ ત્રીસ વરસના સતત પ્રયત્ન પછી એક મહાકાવ્ય મહમદ ગીઝનીના ઉત્તમ ગુણો તથા પ્રખ્યાતિનાં સઘળાં વિશેષણોથી ભરીને તેણે લખ્યું. તેની કડીઓ ભગભગ ૬૦,૦૦૦ હતી. દરબારમાં તે કવિતા જ્યારે રજુ કરવામાં આવી ત્યારે તેના એટલા બધા દીરમ આપતાં લોભી રાજાનું દિલ ખંચાયું. તેણે ફીરદુશીને ૬૦,૦૦૦ સોનાના દીરમને બદલે ૬૦,૦૦૦ રૂપાના દીરમ આપ્યા!

ફીરદુશી રાજાની નીચતા જાણતો હોવાથી તેણે તે વખતે તો તે દીરમો લીધા. પણ તે લઈને તે પોતાના દેશ તરફ રવાના થયો. ત્યાં જઈ જ્યારે તેણે જાણ્યું કે હવે હું તદન નિર્ભય છું અને અહીં આગળ રાજા મને કાંઈ પણ શિક્ષા કરી શકે તેમ નથી, ત્યારે તેણે તે રૂપાના દીરમો પાછા મોકલાવ્યા અને તેની સાથે રાજાની કંજુસાઈને પાજીપણા વિષે એક માર્મિક કવિતા લખી મોકલાવી.

તે કવિતા વાંચી રાજાની આંખ ઉઘડી. તેણે ૬૦,૦૦૦ સોનાના દીરમો તે કવિને માટે મોકલાવ્યા. પણ તે દીરમો તેને મળે તે પહેલાં તો તે બિચારો આ ફાની દુનીયા છોડી ગયો હતો. તેના છોકરાએ તે પૈસા લઇ તે પોતાને માટે ન રાખતાં પોતાના પિતાના નામને અમર કીર્તિમાં લાવવા એક ન્હેર બંધાવી.

---

# વાઘપર સ્વારી

વીસેક વરસનો એક જુવાન જોધ ઠાકરડો રાતના પોતાના ખેતરમાં વસવાયે જતો હતો. અંધારી રાત ને ખેતર દૂર, એટલે તેણે એક સળગતું દાભુ (લાકડું) સાથે લઇ લીધું હતું. આ ઉપરાંત તેની પાસે એક કુહાડી હતી.

દાભાના ભડકાથી અજવાળાં પાડતો તે કુમાર ગામની સીમે થઇને જતો હતો. બે ખેતરં વચમાંના એક સાંકડા નાળીયામાં થઇને એને જવાનું હતું. નાળીયામાં પેસતાં જ તેણે સામે કાંઇક આવતું જોયું. નીચી ડોકે સામો આવતા એ પ્રાણીને ઓળખતાં એને વાર લાગી નહીં.

આહ! એ તો વાઘ! રખેવાડીયે જતો છોકરો નાસીને ક્યાં જાય? બન્ને બાજુ ખેતરની વાડો! આગળ વાઘ ને પાછો ફરે તો વાઘની તરાપ! હવે શું કરવું? હાથમાંનું દાભુ ને કુહાડી ફેંકી દીધી–તેને આવડું, નાનું સરખું હથિયાર સાથે રાખવાનું પણ સૂઝયું નહિ!

એક પળમાં તો તે દોડવા મંડયો. વાઘની સામે છેક નજીક આવી ગયો. વાઘ તો આઘું દેખે પણ નજીકનું ન દેખે! વીર કુમારમાં આજે કંઇક અજબ જોમ ભરાયું હતું. બન્યું તેટલા જોરથી તે કુદ્યો. અને કેવો ગજબ એ કુદકારો! એક પલકમાં આ વીર કુમાર વાઘની પીઠપર આવી પડયો! એક પળ પણ જતી કર્યાવિના તે

વાઘ પર સ્વાર બની ગયો.! વાઘના કાન આમળી તેણે પકડી રાખ્યા. તેની હિંમત અજબ હતી.–વાઘ તો ત્યાં ઠેં થઈ ગયો. એક ડગલુંએ આગળ કે પાછળ માંડવાની તેની શક્તિ ન રહી. આ જોઇ ઠાકરડો તેને પગની પાનીઓ દઈ દઇને દાબવા લાગ્યો.

પણ આમ ને આમ કાંઈ ચાલવા દેવાય ? તેને હજી તેના ખેતરમાં જવું હતું–તેને લાંબો પંથ કાપવાનો હતો. એટલે આમ સ્વાર થઈ રોકાઇ રહ્યે કેમ પરવડે ?

ઠાકરડાએ ખેતરવાળાઓને પોકાર કર્યો. ગામના બંકા જુવાનનો પોકાર અને તે પણ રાતના એટલે આખું ગામ કડી ડંકા અથવા તો જે હાથમાં આવ્યું તે લઈને નાળીયે દોડી આવ્યું. વાઘને દેખી સૌના પગ પાછા પડયા.

કુમાર પોકારી પોકારી કહેવા લાગ્યો–" અરે ! પણ તમે બ્હીઓ છો શાના ? હું તો વાઘના કાન પકડી સ્વાર થઈ નિરાંતે બેઠો છું ને ! આવો પાસે ને બાંધી લો વાઘને !"

કોઇની હિમ્મત ન ચાલી. જીવતાં વાઘની સામે શી રીતે જવાય ?

"હત્ બાયલાઓ !" કુમાર બોલ્યો, "તો લો બંદુકની ગોળી, ને કરો વાઘને ઠાર."

હજી પણ કોઈની હિંમત ન ચાલી.

"તો તેના પગ કાપી નાખો. ખુલ્લી તરવાર તેના પગમાં મારો."

ખુલ્લી તરવાર કેમ ફેંકાય ? ગોળી કેમ દેવાય ? વાઘને બદલે કુમાર જ વધાઈ જાય તો !

"હું પોતે જ તેને પુરો કરીશ."–કુમાર કંટાળ્યો. "તમારાથી કંઈ જ બનવાનું નથી. કોઈ તરવાર ફેંકો!" કુમાર ઉંચે સાદે બોલ્યો.

એક ચીંથરેહાલ મીયાંજી દુર ઉભા ઉભા મૂછ પર તાલ દેતા હતા–"વાહ, લડકેને ખુબ કીયા–વાઘ જેસેકો ગદ્ધા બનવા દીયા!"

મીયાંજીએ બાપદાદાના વખતથી કાટ ખાતી ખુણે પડી પડી આરામ બની ગયેલી એક હુંઠી તરવાર ધીમે રહીને ફેંકી.

વાઘના પગ નજીક જ કુમારે તરવારનું હુંઠું દીઠું. તેણે મહા મહેનતે તે ઉંચકી લીધું. બરોબર તપાસી જોયું ને પછી જોર દઈને વાઘના આગલા પગ પર ઉગામ્યું.

વાઘ પડ્યો!–કુમારની છાતી ને હિંમત જોઈ સૌ આશ્ચર્ય પામી ગયાં–સૌનાં હૈયાં ધબકી ગયાં. સૌએ તેને આનંદથી વધાવી લીધો–અને વીરને કોણ નથી વધાવતું?

ઉપલો બનાવ મોડાસા પાસેના એક ગામમાં આઠ નવ વર્ષ પુર્વે સાચેસાચો બનેલો છે.

---

# લાંબા સાહેબ

હરરોજની માફક હું આજે માધવબાગમાં પાટલી પર બેઠો બેઠો ચોપડી વાંચતો હતો ત્યાં તો, એ મારા દાદાના બાપ ! કોઈ કુતુબ મિનાર મારી પાસે ઉભો થયો હોય કે પછી કોઈ મસ્ત ફકીરની હુકકાની દાંડી ઉભી થઈ હોય એમ મને લાગ્યું.

ચોપડીમાંથી નજર બહાર કાઢી સમાન્તરે આંખો રાખીને જોયું તો ચોકકસ કોઈ મિનારો કે હુકકાની દાંડીને બદલે કોઇ લંબુસ મારી પાસે આવીને પાટલીપર બેઠો.

હું બીજી પાટલી પર જવાને ઉભો થયો ન થયો તે પહેલાં તો તે ભાઈ બોલી ઉઠયા, 'ભાઈ શા વાસ્તે જતા રહો છો ? હું તમારો કોઈ દુશ્મન છું !' એમ કહી મારો હાથ ઝાલી મને બેસાડ્યો. હવે હું ગભરાયો, પણ બેઠો; કારણ કે મારી કાછડી કે પાટલી બેમાંથી એક નીકળી ગઈ હતી. પછી તે ભાઈએ બીજો અધ્યાય શરૂ કર્યોઃ—'જુઓ તમારી માફક બીજા માણસો મારી ઉંચાઈથી ગભરાય છે.'

'અરે મને માફ કરજો; પરંતુ હું તમારાથી ગભરાઇને ઉઠયો ન હતો.' મેં મારી જાતનું રક્ષણ કર્યું. 'હા એ વાત ખરી હશે.' તેણે આગળ ચલાવ્યું. 'પરંતુ મારી ઉંચાઈ એ મારો વાંક નથી. વળી મારી ઉંચાઇથી મારે દુનીયાથી દુર રહેવું પડે છે તે જો આપને જાણવું હોય તો કહું.'

'કહો, એમાં શું?' મેં કહ્યું.

તે લાંબા સાહેબે પોતાની વાત શરૂ કરી.

'જ્યારે હું ભણતો ત્યારે મારી લંબાઈ મને કાંઈ જ ફાયદાકારક હતી નહિ. ભણવામાં પરમેશ્વરે મારી ઉંચાઇ જેટલું જ્ઞાન આપ્યું હોત તો કેવું સારૂં થાત? પણ તે ક્યાંથી હોય? મહેતાજી અને મારી ઉંચાઈ સરખી બલકે મારી વધારે હોવાથી મને કુરકુરીઆ જેટલા છોકરાઓ આગળ એનજીન, ઊંટ, વગેરે નામોથી ગાળો દેતા. પણ મને મારતા તો નહિ જ. મારી ઉંચાઈ જોઈને જ તેઓ શરમાઈ જતા. મને મોટી સજા કરે તો ફક્ત ઉભા રહેવાની અને તે પણ નીચે. ટેબલ પર તો નહિં જ.

'મને દરેક રમત ગમતના મેળાવડામાં સારાં ઈનામો મળતાં. દોડવામાં અને કુદવામાં તો બંદા પહેલા જ હોય. વળી કોઈ છોકરાને તોફાન કરવું હોય તો મને આગળ બેસાડતો કે જેથી તે સારી રીતે તોફાન કરી શકે, અને મહેતાજી વળી જોઈ પણ ન શકે. પણ સંતાકુકડી રમતાં હું પહેલો જ પકડાતો; કારણ કે જ્યાં સંતાતો ત્યાં મારૂં માથુ અથવા પગ દેખાઈ જતા.

'આ તો ન્હાનપણુની વાત કહી. પરંતુ હવે તો આ મારી નવ ફીટ ઉંચાઈ મને જ્યાં ત્યાં સતાવે છે. શું કરૂ? કદી જો ભાષણમાં ગયો હોઉં તો આગળ ઉભા રહેવાય તો નહિ, પણ બેસું તો યે 'તાળુત જેવો ક્યાંથી આવ્યો છે? ટોપી ઉતાર!' વગેરે બૂમો પડે.

'જો નાટક કે સીનેમામાં જાઉં તો ત્યાં એ મહોકાણુ! કારણ કે પીટ કલાસ આગળ બેસું તો પાછળથી હે લંબુસ! હે ઊંટ! વિગેરે બુમો પડે છે. અરે! આપણે પૈસે પણ મઝા નહિ!

## લાંબા સાહેબ



મને મોટી સજા કરે તો ફક્ત ઉભા રહેવાની; અને તે પણ નીચે.
ટેબલ પર તો નહિ જ—                    —પાન ૬૬

લાંબાસાહેબ



વરસાદ પડતો હોય તોએ મારા ભોગ !—પાન ૬૭

'પ્રભુએ મને ઉંચો બનાવ્યો તેમાં મારે દોસ્તોએ ન મળે કારણ કે મારે બે પગલાં તો તેમને ચાર પગલાં ચાલવામાં ભરવાં પડે. વળી તે બટકો હોય કે કોઈક છાની વાત કહેવી હોય તો બીચારો ખુરશી અથવા ઓટલો શોધવા જાય ત્યારે! મારે ભાઈબંધોનું પણ દુઃખ!

'વરસાદ પડતો હોય તોએ મારા ભોગ! મારી કેડ સુધી તો ઘેર આવતાં ભીનું થઇ ગયું જ હોય.

'મારે વાસ્તે મોચીને ત્યાં તૈયાર જોડા પણ ન મળે અને વધારામાં મારા જોડાનો તો નંગર જ નહિ! કોઈનાં કપડાં ઉતરેલા મને બેસે જ નહિં. વધારામાં દરેક કપડે વધારે કાપડ જાય એ જુદું. દરજીને મારૂં માપ લેવા ખુરશી લેવી પડે છે. મારે હજામ પણ કાયમનો રહેતો નથી કારણ કે તેને બેઠા બેઠા વાળ કાપવા ફાવે જ નહિ. ઘુંટણપર ઉભો રહીને અથવા ઉભો થઇને કાપે ત્યારે.

'મારૂ માથું તો જાણે લોઢાનું જ બનાવેલુ હોય. દરેક ઘરના ઉમરાને પ્રણામ કરીને જ જવું પડે અને મારે પોતાના બાપદાદાનું ઘર તો નવેસરથી તઇયાર કરવું પડે અને મોટા બારણા નાખીને જ બાંધવું પડે.

'મારે દાદર કે મેડીના પગથીઆં નકામાં હતાં. કારણ કે મારો મેડો એવો હતો કે નીચે ઉભા ઉભા ઉપરનો માળ જોઈ શકાતો. હું માંદો પડું તો તે વખતે મને બે ખાટલા ભેગા કરીને સુવાડતા.

'હવે દરેક વાતની અવધિ આવવા માંડી છે. ઘોડાગાડી (સીગરામ) લેવા જાઉં તો ત્યાં પણ ના; કારણ કે ગાડી મારા વાસ્તે નાની હતી. અને કદાચ અંદર બેસું તો પાછા ઉતરતાં ઉપરની છત જ

તોડવી પડે. પરંતુ વીકટોરીઆ મળતી અને તેને વાસ્તે ભાડું વધારે આપવું પડતું.

'તે જ પ્રમાણે મોટરનું ઉપરનું છાપરૂં ન હોય તો તો ઠીક. પણ કદાચ ત્યાં કાંઈ છાનો માનો ખાતો હોઉં અને છત ન હોય તો સારી દુનીયા જોઈ શકે અને છત હોય તો મોટરની છતને એક ટેકો વધારે મળે! આગગાડીમાં કોઈ સફર કરવી હોય તો ત્યાં તો મારી કેડ જ વળીને રહી જાય.

'નોકરી કરવા જાઉં તો ગાર્ડની મળી શકે. લોકોએ બીએ અને સીગ્નલ આપતાં એન્જીન હાંકનાર મને જોઈ શકે. પણ ત્યાં નિરાશા! મારો ડબ્બો જુદો બનાવ્યો હોય; બારણા બારી ઉંચાં અને પહોળાં રાખ્યાં હોય તો. અને તે કયાંથી બને? વળી ટીકીટ તપાસતી વખતે માણસોને બહાર બોલાવવાં પડે, વગેરે. એટલે ત્યાં તો મને જવલ્લે જ રાખે.

'કોઇ સાઇકિલવાળાનું અથવા તાર વાળાનું કામ પણ મને ન મળે. કારણ કે સાઇકલ પર બેસતાં મારા પગ 'ગવર્નર' ને અથડાય અને બ્રેકોને બદલે મારા પગ વપરાય!

'મહેતાજીની નોકરી તો મને મળેલી, પણ ત્યાં છોકરાઓ મને કદી ઝપવા દેતા નહિં. નાના છોકરાઓ વળી વધારે તોફાન કરતા કારણ કે હું માથા પર મારૂં તે પહેલાં બેસી જતા અને તે પ્રમાણે બીજાં ઘણાં તોફાન કરતાં. રસ્તામાં પાછળથી "લાંબા સાહેબ, ઉંચા માસ્તર" વિગેરે બૂમો પડે. આથી હું ત્યાં પણ કંટાળી ગયો.

' પોલીસ પલટણમાં જાઉં તો ત્યાં મને રાખે ખરા. પણ લડાઇમાં સૌથી મોટો એટલે પહેલો જ થાઉં, 'રામબોલો ભાઇરામ' !

'ભાગો ! ભાઇ ભાગો ! આ દુનીયામાં ઉંચાને અથવા લાંબાને સ્થાન નથી.

'પણ આ બધા દુઃખોમાં સુખ કદાચ મળી આવે છે. તે એ કે કોઇ કાગળ વાંચવો હોય તો આવો મ્યુનીસીપાલીટીના ફાનસ આગળ. ત્યાં ઘેર વાંચતાં હોઇએ તેમ સારી રીતે વંચાય. પણ દુઃખ તો ખરૂં જ ને ! ઉભા રહેવું પડે !

' ઘેર તો જાણે આપણા વાસ્તે પિતાએ ખુરશીઓ ન બનાવી હોય. પણ અહિંયાએ નહિ ?

'પણ આ વાત ઉપરથી એક બીજી વાત સાંભરી આવે છે. તે એ કે હું મારા પિતાપાસે પણ પૈસા માગતો નહિ; જો કે મારા નાના ભાઇઓ ( તે નીચા હતા ) લેતા. તેનું કારણ હું મારા પિતાથી અઢી ફીટ ઉંચો હતો. શું કરૂં ભાઇ ?

' મને મારી લંબાઇથી શેર બજારમાં " આપ્યા લીધા " ની નોકરી મળી હતી. પણ ત્યાં એક વખતે સામટા આપ્યા અને સામટા લીધા એટલે શેઠે મને પણ સીધ્ધો ઘેર વિદાય કર્યો. મતલબ કે મારી નોકરી ગઈ.

' નાનપણમાં આ ઉસ્તાદમીયા પતંગ ચઢાવવા છાપરે જતા તો સારી દુનિયાને જોઇ શકાતું. એ એક મોટો ફાયદો હતો.

'પણ તેની જોડે જો કોઇ દોરી પકડી તો નેવાનો વરસાદ મારા બરડા અથવાં માથાપર આવતો. એટલે દોરી તો પકડાતી જ નહિ.

'છેવટે મારા લગ્નની મને બીક છે. કારણુ જો ઠીંગણી બૈરી મળી તો પાછા ભોગ! કદાચ પરણતી વખતે તો બાજટ અથવા નાની નીસરણી મુકીને વરમાળા પહેરાવશે પણુ છાની વાત કેવી રીતે કરવી કે જેથી પેલા કનૈયા જેવા સાંભળીને બીજાને કહે નહિ ?' હા, હા, થઈ શકશે. તેના હાથમાં હંમેશ ટેલીફોનનુ રીસીવર આપી રાખીશ કે જેથી ધીરેથી વાત થઇ શકે અને બીજાના ઘરમાં ઓછી સંભળાય.

' પણુ વળી પાછું બીજુ દુઃખ ! બે છોકરા હોય તો તેમને મારે સાથે બહાર કેવી રીતે લઇ જવા ? બેને ઉંચકાય નહિ. એટી-કેટમાં ખામી આવી જાય. એકને તો જાણે ઉંચકી શકું. પણુ બીજાને આંગળીએ કેવી રીતે વળગાડું ? તેને ને મારા હાથના બે વેંતનુ છેટું. ત્યાં તો મોટું દુઃખ ! રામ ! રામ ! જ્યાં ત્યાં નાસભાગ.

' છેવટે હું મરીશ તો એ લોકો ગાળો દીધા વગર નહિ રહે. અને મારી ઠાઠડી ઉંચકનારા તો જરૂર દેશે. તેમને એક તો મારો ભાર અને બીજી મારી લંબાઇથી દરેક જણુને બે વાંસ જોઇએ છે તો મારે માટે ચાર જોઇશે. અને ઉંચકનારા એકી સાથે આઠ જોઇશે. પણુ ભાઇ, આ દોષ કોઇનો નથી. જો કે એટલું તો છે કે જે માણુસ ઉંચો છે તે દુનીઆથી ઉંચો છે, એમ ખચીત માનજે. '

એમ પોતાની કથાનો અધ્યાય ભભકભરી રીતે કહી પોતાનાં સુખ દુઃખ વર્ણવી લાંબો પડછાયો નાખતો તે ચાલતો થયો. તે લાંબો પડછાયો જોઈ હું પણુ મનમાં હસ્યો કે, ' દુનીયાસે બડા હૈ ઓ સચ્ચ હૈ "! .

# સુગરીનાં બચ્ચાં

સુગરી નામની એક જાતની સુંદર અને ઉદ્યમી ચકલી થાય છે. તે પોતાનો માળો–ઘર–બહુ સુંદર રીતે બાંધે છે. તેવા માળા ઘણી વાર નદી કાંઠે આવેલાં ઝાડની ડાળીઓને છેડે લટકતા તમારા જોવામાં આવશે.

એક નર અને માદા સુગરીએ બાવળની ડાળીએ પોતાનો એક સુંદર માળો બાંધ્યો હતો.

એક દહાડો એક રીંછ અને વરૂ ફરતા ફરતા તે ઝાડ નીચે આવી પહોંચ્યા. આવો સુંદર માળો લટકતો જોઈ રીંછે કહ્યું, વ્હાલા વરૂભાઈ, આ સુંદર બંગલો કોનો છે? ચાલો આપણે તે જોઈએ.

વરૂ કહે, સુગરીનાં નર અને માદા હજી તે માળામાં છે. માટે તેને ઉડી જવા દો. પછી નિરાંતે આપણે જોઈશું.

થોડી વારમાં સુગરો અને સુગરી પોતાનાં બચ્ચાં સારૂ ખોરાક લેવા ઉડી ગયાં.

પછી રીંછે કહ્યું, ઓ સુગરીનાં બચ્ચાં, નીકળો બહાર. અમારે તમારો માળો જોવો છે.

પહેલાં તો રીંછનું ઘુરકવું સાંભળીને બચ્ચાં બીધાં; પણ આખરે હિંમત લાવી બોલ્યાં, લુચ્ચા રીંછ! શું અમે તારાથી બી જઈશું!

અમે તો ઉદ્યોગી અને સુંદર ચકલીનાં બચ્ચાં છીએ. શું તું અમારાં માબાપને સુગરા કહીને બોલાવે છે ? આવવા દે અમારાં માબાપને. પછી તારી વાત. આ અપમાનનો બદલો તારે આપવો પડશે.

બચ્ચાંનાં આવાં બહાદુરીનાં વચન સાંભળી રીંછ અને વરૂ તો સડક જ થઈ ગયા અને ગુપચુપ પોતાને ઘેર ચાલ્યા ગયા.

થોડી વાર પછી માબાપ ચારો લાવી બચ્ચાંને ખવડાવવા લાગ્યા પણ બચ્ચાં તો ચાંચ ઉઘાડે જ નહિ.

માએ કહ્યું, તમે કેમ કંઈ ખાતાં નથી ? બચ્ચાંએ કહ્યું કે એક રીંછે અમારૂ અપમાન કર્યું છે. તેણે અમને સુગરીનાં બચ્ચાં કહીને બોલાવ્યાં. તમે તો કેવી કારીગીરીથી આવા સુંદર મહેલ બનાવો છો અને આવાં હલકાં પ્રાણીઓ તમને સુગરાં કહે છે. માટે અમને બહુ અપમાન લાગ્યું છે. તમે તેને સજા કરશો ત્યારે જ અમે ખાવાનાં.

આ સાંભળી સુગરો અને સુગરી ગરૂડ રાજાના દરબારમાં ગયાં અને રીંછ સામે ફરીઆદ કરી.

પક્ષીનું અપમાન થયું જાણી ગરૂડે ભરી સભામાં રીંછની સામે લડાઈ જાહેર કરી. રીંછને લડાઈનું કહેણુ મોકલવા પક્ષીઓ તરફથી કાગડાને રવાના કર્યો.

કાગડો રીંછને લડાઈમાં ઉતરવાનું કહેણુ આપી આવ્યો. અને પછી કા–કા, એમ અવાજ કરી બધાં પક્ષીઓને ભેગાં કર્યાં.

તેમાં કાગડા, ચકલી, પોપટ, કબુતર, સમડી, ગીધ, વગેરે મોટામાં મોટાં, તેમ જ મચ્છર, ચાંચડ, માખી, વગેરે વગેરે નાનાંમાં નાનાં પક્ષીઓ આવ્યાં.

સામી બાજુએ રીંછે શિયાળને બોલાવી બધાં ચોપગાં જાનવરોને એકઠાં કરાવ્યાં.

પછી લડાઇ શરૂ થઈ. પક્ષીઓ તરફથી દુશ્મનની હીલચાલ તપાસવા મચ્છરજીને જાસુસ તરીકે મોકલવામાં આવ્યા.

મચ્છરજી તો શરીરે બહુ જ નાના અને પાતળા એટલે દુશ્મનનું લશ્કર હતું તેની પાસે એક ઝાડનાં પાંદડાંમાં બેસીને બધી વાત સાંભળવા લાગ્યાં.

તેવામાં રીંછે કહ્યું, જુઓ શિયાળભાઈ, તમે બહુ હોશિયાર છો. માટે તમે સરદાર થજો.

શિયાળે કહ્યું, હા; એ મારૂં કામ. પણ હું તમને બધાંને એક નિશાની આપું છું. મારી પુંછડી બહુ સુંદર અને ગુચ્છાદાર છે. એટલે તે વાવટો સમજી લેજો. હું તેને સીધી જ રાખીશ. પણ જ્યારે હું પુંછડી નમાવી દઉં એટલે હાર્યા, એમ સમજી સાતપાંચ ગણજો. પછી એક ડગલું ઉભા રહ્યા તો મુઆ જાણજો.

મચ્છરજી તો આ બધું સાંભળી લઈ પોતાના લશ્કરમાં આવ્યા અને જે સાંભળ્યું હતું તે બધું કહી સંભળાવ્યું.

આ ઉપરથી ચકલાભાઇએ (સુગરીનો નર) એક ચાંચડને કહ્યું, જુઓ ચાંચડજી, તમે તમારા ચટકા માટે પ્રખ્યાત છો. માટે તમે જાઓ, અને શિયાળ સરદારની પુછડીમાં ભરાઈ બેસો. લડાઈ શરૂ થાય કે તરત જ તમારે તમારૂં જોર વાપરવું.

પછી લડાઇની શરૂઆતમાં જેમ લડાઈનાં વાજાં વાગે તેમ ગધેડાએ પોતાનો અદ્દભુત શંખ ફૂંકયો! પછી શિયાળ રોવા લાગ્યાં. ગાયો અને ગોધા ભાંભરવા લાગ્યા, ભેંસો રણકવા લાગી, ઉંટ ગાંગરવા

લાગ્યાં. કુતરા ભસવા લાગ્યા. કાગડા કા કા કરવા લાગ્યા. ચકલીઓ ચીં ચીં કરવા લાગી. કોયલ, પોપટ, મેના વગેરે પક્ષીઓ ભાટચારણની પેઠે આનંદથી મીઠા સ્વરે સુગરી પક્ષીના ઉદ્યોગનાં ગુણ ગાન કરવા લાગ્યાં. લડાઇને માટે જંગલી પશુઓ જોસબંધ પક્ષીઓ ઉપર ધસ્યાં, પણ પક્ષી તો બધાં મોટા અવાજ સાથે હવામાં ઉડી ગયાં.

પશુઓનો પહેલો ધસારો નકામો ગયો. હવે શું કરવું તેને માટે સરદાર સાહેબનો હુકમ સાંભળવા તેઓ શિયાળ તરફ જોવા લાગ્યાં.

પણ આપણા ચાંચડજીએ તો ક્યારનું પોતાનું બળ શિઆળની પુંછડીઉપર અજમાવી દીધું હતું. એક ચટકો લીધો ને શિયાળ સાહેબ ગભરાયા. બીજે ચટકે સરદાર સાહેબ અકળાયા અને ત્રીજો ચટકો લાગતાં જ પુંછડું નમાવી બહાદુરીથી તેઓ પાછા હઠવા લાગ્યા.

ચાંચડજીએ તો પોતાની ચતુરાઇ ચાલુ જ રાખી. શિયાળ ભાઈ પુંછડી જોરથી હલાવતા આગળ પાછળ આમતેમ નાસવા લાગ્યાં.

આ ઉપથી બાજી હાર્યા એમ જાણી બધાં પશુઓ ફાવે તેમ રસ્તો માપવા લાગ્યાં.

એકલો રહ્યો જાણી શિયાળ પણ છટકવા લાગ્યો. અને રીંછને પણ લાચારીથી પલાયન કરવું પડયું.

પશુઓને પોબાર ગણી જતાં જોઇ પક્ષીઓ આનંદથી તેમની પછવાડે અવાજ કરતાં ઉડવા લાગ્યાં. એમ કરતાં કરતાં એકેએક પશુ પોતપોતાની જગાએ ભરાઈ ગયું. પછી ચાંચડજી પણ શિઆળની પુંછડીમાંથી પોતાનો મુકામ ઉપાડી મિત્રોને આવી મળ્યા.

છેવટે રીંછે સુગરીની અને તેના બચ્ચાંઓની માફી માગી અને એ રીતે પક્ષીઓએ પોતાના જાતભાઈના અપમાનનું વેર વાળ્યું.

# ઘોડો કેમ ચોરાય ?

એક બદમાસ એક વખત એક માણુસનો ઘોડો ચોરતાં પકડાયો અને તેને પકડીને કચેરીમાં રજુ કરવામાં આવ્યો. ઘોડાના માલીકે ચોરને કહ્યું કે તેં ઘોડો કેમ ચોર્યો તે જો તું મને શીખવાડે તો તારા ઉપરનો આરોપ હું પાછો ખેંચી લઉં. ચોરે તે વાત કબુલ કરી ને આરોપ પાછો ખેંચી લેવાયો.

ઘોડાના માલીકને લઈ ચોર તેના તબેલામાં ગયો. ઘોડાને બાંધેલા દોરડાથી છુટો કરી તે ઉપર સાજ નાખી ચપળતાથી તે ઘોડા ઉપર ચઢી બેઠો અને ઘોડાને બધાના દેખતાં ત્યાંથી મારી મૂકયો ! જતાં જતાં તે બોલ્યો,–“ ભાઈ ! શીખજો ! ઘોડો આમ ચોરી જવાય !” એમ બોલી તે ત્યાંથી પસાર થઇ ગયો.

---

# સૌને બેલી રામ !

કહે છે કે બાયજીદ મહેમાનની ઘણી બરદાસ કરતો હતો. તે મહેમાનને ઉદાર દિલથી ખવડાવતો હતો.

એક દિવસ તેને ત્યાં એક ડોસો આવ્યો. તે ભૂખ અને તરસથી ઘણો દુઃખી જણાતો હતો.

બાયજીદે તરત જ તેને માટે ભોજન મંગાવ્યું. ડોસો એકદમ તે ભોજન ખાવા મંડી પડ્યો. તેના મોઢામાંથી જમ્યા પહેલાં અલ્લાનું નામ નીકળ્યું નહિ એટલે કે તેણે મુસલમાનોના રિવાજ મુજબ પહેલાં પ્રભુનું સ્મરણ કર્યું નહીં.

આથી બાયજીદને ઘણું ખોટું લાગ્યું. તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો કે ડોસો નાસ્તિક છે. બાયજીદે ચીઢાઇને તેને ત્યાંથી કાઢી મૂકયો.

એ સમયે આકાશવાણી થઈ કે, "હે બાયજીદ! આ નાસ્તિક માણસને મેં ઘણા વર્ષ સુધી જીવાડયો પણ તારાથી તેને એક દિવસ પણ જમાડી શકાયો નહિ."

---

# સાસુનાં કલેડાં ને વહુનાં ઠીકરાં

સાસુનો બિચારી વહૂઉપર ખૂબ ત્રાસ હતો. દરેક બાબતમાં વહૂનો વાંક કાઢી તેને સાસુ સતાવે. નજીવી ભૂલને માટે પણ તેની જડતી લઈ નાખે ને ન બોલવાનું બોલે.

એક દિવસ વહૂથી પાણીની ગોળી ફુટી ગઇ. સાસુએ સારી રીતે ગાળોનો શિરપાવ આપી વહૂને ખુબ રડાવી.

બીજે દિવસે સાસુથી નવી જ ગોળી ફુટી ગઇ. વહૂ કહે,– હાય! હાય! બાઇજી! નવી ગોળીનાં ઠીકરાં થઈ ગયા!

સાસુ કહે, બેસ, બેસ, ડાહ્યલી! એ તો કલેડું કરવાને ગોળી ફોડી છે!

તે દિવસથી કહેવત પડી કે વહૂ ફોડે તે ઠીકરાં ને સાસુ ફોડે તે કલેડાં.*

---

* કલેડું એટલે રોટલા અંગારા ઉપર શેકવાને લોઢીને બદલે માટીનું વાસણ વપરાય છે તે.

# ગોવાળીઆની માનતા

ગીરના જંગલમાં રહેતા એક ગોવાળીઆની પાસે બહુ ગાયો હતી. તે રોજ ચારવા લઇ જાય અને તેમના વડે તેનો ગુજારો ચાલતો હતો. એક વખત એવું બન્યું કે જંગલમાં ગાયોને ચરવા મૂકી તે સુઇ ગયો.

જ્યારે તે જાગ્યો ત્યારે તેને ખબર પડી કે તેની ગાયમાંની એક નાનકડી પણ ખુબ રૂષ્ટ પુષ્ટ ગાય ગુમ થઇ છે. ગોવાળીઆને આ ઉપરથી એટલો ક્રોધ ચડયો કે તેણે તુરત માતાજીની માનતા માની કે જો આ ગાય ચોરી જનાર મારી નજરે પડે તો હું એક બકરૂં વધેરૂં.

સાંજના પહોર ઘેર જતાં જતાં રસ્તમાં આડે રસ્તે કાંઈક દુર તેને ગાય જેવું જણાયું. આ જોઇ તે ગોવાળીઓ તે બાજુ ગયો અને જુએ છે તો એક વિકરાળ સીંહ તે ગાયને મારી નાખી તેનું લોહી પી રહ્યો છે! ગોવાળીઆના તો પોતાની ગાયને ચોરી જનારને આવી રીતે જોઇને હાજાં જ ગગડી ગયાં. તે મનમાં માતાજી પ્રાર્થના કરવા લાગ્યો અને માનતા માની કે, હે માતાજી! મારી ગાયને ચોરી જનાર નજરે પડે તો મેં એક બકરૂં વધેરવાની માનતા માની હતી. પણ હવે હું માનતા માનુ છું કે જો હું આ ચોરની પાસેથી સહીસલામત છટકી જઇ શકીશ તો બીજાં બે બકરાં ચડાવીશ!!

એમ બોલીને ગોવાળીઓ મુઠીઓ વાળીને ત્યાંથી નાઠો. સીંહ ગાયનું ભક્ષ કરવામાં રોકાયલો હોવાથી ગોવાળીઓ બચી ગયો.

---

# બીરબલનું બુદ્ધિચાતુર્ય

એક વખતે બાદશાહે બીરબલને કહ્યું: "તમે બ્રાહ્મણ લોક ધારો તે કરી શકો છો. મેં સાંભળ્યું કે અગસ્ત્ય રૂષી આખો સમુદ્ર પી ગયા હતા તો શું તું સમુદ્ર પી ન શકે?"

બીરબલે કહ્યું "હા, હું પણ પી શકું. મરજી હોય તો આપણે સમુદ્ર કાંઠે જઇએ, અને ત્યાં હું સમુદ્ર પી જઇશ."

કેટલાક દિવસ પછી, કેટલીક ગોઠવણ કરી, કેટલાક માણસોને લઈ બાદશાહ અને બીરબલ સમુદ્રકાંઠે આવ્યા. બીરબલ સમુદ્રને કેવી રીતે પી શકશે તે જોવા ઘણાં માણસો પણ ત્યાં આવ્યાં.

બીરબલે કહ્યું "જહાંપનાહ, શું હુકમ છે?"

બાદશાહે કહ્યું "આ સમુદ્રનું બધું પાણી પી જા."

બીરબલે કહ્યું "સમુદ્રનું જ પાણી પીવું જોઇએ? બીજું પાણી પીઉં તો ન ચાલે?"

બાદશાહે કહ્યું, "ના, સમુદ્રનું જ પાણી પીવું પડશે."

બીરબલ કહે, "ત્યારે સારૂં. હું સમુદ્રનું જ પાણી પીવા બંધાયેલો છું પણ સમુદ્રમાં હમેશાં હજારો નદીઓ વહે છે. તે

બંધ કરાવો. હું કંઈ નદીનું પાણી પીવા બંધાએલો નથી. મારે તે સમુદ્રનું જ પાણી પીવાનું છે

આ સાંભળી બાદશાહ ખુશી થયો, અને તેની બુદ્ધિને વખાણ કરી તેને શિરપાવ આપ્યો.

## આનંદધારા ભાગ ત્રીજો સમાપ્ત

# ઈનામ તથા લાયબ્રેરી માટે મંજૂર.

| | |
|---|---|
| હિતવચનમાળા ... ... ... | ૦—૧—૬ |
| જાદુઈ કુવો ... ... ... | ૦—૧—૬ |
| રત્નગઢનો બાળકુંવર ... ... ... | ૦—૧—૬ |
| મહારાજા કનકકાન્ત ... ... ... | ૦—૧—૬ |
| પરધન મીઠી સમાન ... ... ... | ૦—૧—૬ |
| નીતિની શિખામણો ... ... ... | ૦—૨— |
| વેનીસનો વેપારી ... ... ... | ૦—૩— |
| રંકનો રાજા ... ... ... | ૦—૨— |
| ધર્મનીતિ બોધિની ભાગ પહેલો ... ... | ૦—૨—૬ |
| નીતિશાસ્ત્રનાં મૂળતત્ત્વો ભાગ પહેલો... ... | ૦—૫—૦ |
| „ „ ભાગ બીજો... ... | ૦—૬—૦ |
| બાળપંચતંત્ર ... ... ... | ૦—૪—૦ |
| ઘરમાં રમવાની રમતો ... ... | ૦—૫—૦ |
| સમ્રાટ્ જ્યોર્જ ... ... ... | ૦—૬—૦ |
| નીતિબોધ... ... ... ... | ૦—૭—૦ |
| ગીતાંજલિ ... ... ... | ૦—૮—૦ |
| સુદામા ચરિત્ર ... ... ... | ૦—૮—૦ |
| સદુપદેશ... ... ... ... | ૦—૧૦—૦ |
| એડવર્ડનું જીવન ચરિત્ર ... ... | ૦—૧૨—૦ |

## કન્યાશાળા માટે.

| | |
|---|---|
| સતી મહિમા ... ... ... | ૦—૩—૦ |
| પુત્રી શિક્ષા ... ... ... | ૦—૫—૦ |
| વધૂબોધ... ... ... ... | ૦—૬—૦ |
| રાંધણકળા ... ... ... | ૦—૮—૦ |
| ગૃહવ્યવસ્થા ... ... ... | ૦—૧૨—૦ |
| મામેરું ... ... ... ... | ૦—૭—૦ |